# નૂરજહાં

[ ઐતિહાસીક નવલકથા ]

•

શ્રી. હરિસાધન મુખોપાધ્યાય

અનુવાદક

મિસ્કીન

•

એન. એમ. ઠક્કરની કું.
બુકસેલર્સ : : પબ્લિશર્સ
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ. ૨



## અર્પણ

**શ્રી. ચિમનલાલ મોદી** [ રાજકોટ ]

આજકાલ કરતાં ઘણા વર્ષોથી મારા પ્રત્યેની તારી-તમારી એકધારી શુભ લાગણી જોઈ ને આ પુસ્તક તને-તમને અર્પણ કરૂં, એ મારે મન અનેરો લ્હાવો છે. બસ આટલું જ

લી. તારો તમારો

**મિસ્કીન**

## પ્રકરણ પહેલું

વિશાળકાય દામોદર નદી પોતાના અંતરમાં પ્રલયના ઉચ્છ્વાસો સંઘરતી, કોણ જાણે ક્યાં જઈ રહી છે? તેની સાથે જ વિશાળ સફેદ ફીણથી છવાયેલા તરંગો પણ ભીષણ ગર્જના કરી રહ્યા છે. આ ભયાનક ગર્જના અને દામોદર નદીના પ્રવાહના રૂદ્ર સ્વરૂપને જોઈને જાણે કે સમસ્ત પ્રકૃતિ નિઃસ્તબ્ધ બની ગઈ છે.

નદીના પટની પાસે જ એક ઘેરી ઘટાવાળું આમ્રકુંજ છે. આ ઘાઢ વૃક્ષઘટાઓમાં વીંટાએલી દુર્ભેદ્ય લતાઓમાં કેવળ ઘેરા અંધકારનું સામ્રાજ્ય વ્યાપેલું છે, આ આમ્રકુંજની બીજી બાજુ એક સફેદ મહાલય છે.

વિરાટ પ્રકૃત્તિ સુમશાન છે. જાણે કે સર્વ કોઈ ગાઢ નિદ્રામાં હોય તેવી સ્થિતિમાં છે. જાગ્રત છે

માત્ર રાત્રીનો મૃદુ સમીર, રાત્રીના આછા પ્રકાશમાં અરધી ખીલેલી પુષ્પકળિઓ, અને આ સૃષ્ટિના આદિ-કાળથી ચિર નિદ્રાહીન એવા આકાશનાં તારાગણો.

નદીમાં નૌકા નથી, રાત્રીને આ સમયે પેલે પાર કોણ જાય? ધર્મશાળાના મોટા દરવાજા ઉપર તાળું છે. ગૃહસ્થોનાં મકાલયોમાં કેવળ આછો પ્રકાશ જણાય છે. રાજમાર્ગો શૂન્ય જણાય છે, માત્ર રખડતાં બે ચાર કુતરાં આ અંધકારમાં ક્યારેક ભસતા સંભળાય છે.

આવી ગંભીર રાત્રીમાં પેલી આમ્રકુંજના એક વિશાળ ભાગમાનાં એક મકાનમાં દીવો બળી રહ્યો છે, અને એક સેવિકા તેના ઝાંખા પ્રકાશમાં પોતાના સામાનની નાની નાની ગાંસડીઓ બાંધી રહી છે. વચમાં વચમાં ક્યારેક તે બારણા તરફ જોતી જાય છે, તેજ વખતે તે ઓરડામાં એક સુંદર સ્ત્રીએ પ્રવેશ કર્યો, તેના ચ્હેરા ઉપર કાંઈક ખિન્નતા છવાએલી હતી, ચારે તરફ જોઈને એક નિશ્વાસ મૂકતાં મૂકતાં તે બોલી.

"મરજાના."

"શું છે બીબી સાહેબા?"

"કેમ તારૂં કાર્ય સમાપ્ત થઈ ગયું? રાત ઘણી વીતી ગઈ છે, નકામો વિલંબ શા માટે કરી રહી છે? આ બધું શું છે?"

"સામાનની પોટકિયો." તે સુંદરીએ તે બધા તરફ એક ઘૃણાસૂચક દૃષ્ટિથી જોયું અને બોલી.

"આ બધું શા માટે છે?"

મરજાનાએ જવાબ આપ્યો. "આપણા માટે તે લેવું જરૂરનું લાગે છે એટલે એકઠું કરી રહી છું."

"તેમાં શું છે?"

"જર, ઝવેરાત અને હીરા માણેકના દાગીના છે, બેનમૂન નકશીદાર મુગટ પણ છે, કિંમતી વસ્ત્રો તથા ચાંદીના વાસણો પણ છે."

"આ બધાને અહીંથી ઉપાડીને દામોદર નદીના જળમાં ફેંકી દે. એક દિવસ એ પણ હતો કે આ બધી ચીજોને બહુ ચીવટથી ભેગી કરી હતી, એ ચીવટ ચાલી ગઈ! ગાંડી, હું શું ગામડાની છોકરીઓની માફક સાસરે જઈ રહી છું, જે તું આટલી બધી તૈયારી કરે છે?"

નોકરાણી એનો ઉત્તર સાંભળીને આશ્ચર્ય પામી, અને કહ્યું "આ બધો સામાન આગ્રામાં બહુ કામ આવશે, જરૂર જેવું ન લાગત તો હું શા માટે બાંધીને તૈયાર રાખતી!"

"તને એવું કોણે કહ્યું કે હું આગ્રા જાઉં છું! જો આગ્રા જ જાઉં તો આ રીતે ગુપચુપ શા માટે જાઉં?"

"તો નૌકા તૈયાર રાખવાનું શા માટે કહ્યું છે?"

"દામોદર નદીને પેલે પાર જવું છે, માત્ર એટલા જ માટે!"

"પેલે પાર જઈને પછી ક્યાં જશો?"

"બે આંખો જોઈ શકશે ત્યાં સુધી." એ જવાબ ન આપી શકી. એની આંખોમાંથી મોતી કણુ સરખાં આંસુઓ સરી પડયા.

મરજાના બહુ જ જુની દાસી હતી. મોઢામોઢ વાત કરવામાં એ જરાયે પાછી પાની ન કરે એવી હતી, એને મન એ સ્વાભાવિક હતું, એણે ગળાને ખુંખાર્યું અને જરા ક્રોધ ભરેલા અવાજે કહ્યું–"આગ્રા નહિ જાવ, અહિં પણ નહિ રોકાવ ત્યારે આ સભર સંસારમાં તમારે માટે સ્થાન ક્યાં છે? આ ભવ્ય મહાલયને છોડીને નિરાશ્રિત બની જશો, માર્ગમાં પેટની જ્વાલાને ઠંડી શી રીતે પાડશો."

વિષાદપૂર્ણ સ્વરે જવાબ મળ્યો કે–"જેના રાજ્યમાં નાનામાં નાનું પંખી પણ દાણા વિના રહેતું નથી, એ રાજ્યના સ્વામી ખાવાને માટે જરૂર ભોજન દેશે. મરજાના, અને માન કે કંઈ પણ ન મળ્યું તો રસ્તામાં ભૂખથી મરીને ક્યાં પડી રહીશ."

દાસીએ આ વખતે પણ ખિજાઈ અને તીખાશથી જવાબ આપ્યો. "તમારા માટે તો બધું ઉંધું જ છે, તમારી સંમ્મતિ પણ ન હોય, પરંતુ આ સંસારમાં અમારા જેવા લોકો માટે બહુ સ્થાન છે. આગ્રામાં સુવર્ણથી મઢેલા હીરા–માણેક જડેલા સિંહાસન પર

બેસીને પગ હલાવવાનું, આ બધા કરતાં શું ભૂખ્યા-પ્યાસા રહીને મરી જવામાં અધિક સુખ છે ? ”

“ તારૂં મન ન માનતું હોય તો લે—આ બધું ધન તને આપી દઉં છું, તું તેનો ઉપભોગ કર, હું તો હમણાં અહિંથી રવાના થઈ જઈશ.”

દાસીના દિવસો સદા નિમકહલાલીમાં જ અને આજ્ઞા માનવામાં જ પસાર થયા હતા. આ તિરસ્કારથી એની આંખોમાં આંસુ દેખાયા, મરજાનાએ ગળગળા અવાજે કહ્યું—

“ મારી વાત પણ સાંભળતા નથી. સારૂ, ચાલો. ક્યાંય એવું ન બને કે પાછું આવવું પડે ! ”

દીપક બૂઝાવી દીધો. બે માનવ પ્રાણીઓ આ ગાઢ અંધકારમાં મોટા મહાલયમાંથી દ્વાર પર આવ્યા.

ઉપર કાળું કાળું આકાશ છે. અસંખ્ય ઉજ્જવલ તારાઓ હીરાની જેમ ઝબક્યા કરે છે, નક્ષત્રગણ જ્યોતિ ભરેલા જણાય છે, આસપાસના બગીચામાં અરધાં ખીલેલા પુષ્પોની હવા ખાવી રહી છે, આજુ-બાજુ અંધકાર છે, આ અઘોર અંધકારને ચીરતા આ માનવ પ્રાણીએ કપડા ભેર વિશાળ ભવનનો ત્યાગ કર્યો. એક મર્મભેદી ઉંડો નિ:શ્વાસ આ વ્યાકુળ હૃદયો-માંથી નીકળી શૂન્યમાં મળી ગયો. હાય દુર્ભાગ્ય !

આગળ–પાછળ એમ બન્ને વ્યક્તિઓ ચાલે છે. બન્ને શાન્ત છે, નદીનો કિનારો ત્રણ–ચાર હાથ દૂર રહ્યો હશે ત્યાં પ્રથમ ચાલનાર વ્યક્તિને થયું કે, મારૂં વસ્ત્ર કોઈ ખેંચી રહ્યું છે, વળી પાછું મનમાં થયું કે આ ભયાનક અંધકારમાં દાસી ડરતી હશે, એટલે તેણે કહ્યું "મરજાના! મારી બાજુમાં આવી જા, હવે બહુ દૂર જવાનું નથી."

મરજાનાએ થરડાતા સ્વરે કહ્યું–ખબર ન પડી કે નદીનો કાંઠો આવ્યો, બહુ બીક લાગે છે, બીબી સાહિબા! મારા તો પગેપગ અથડાઈ જાય છે, મારા પગ સાથે કંઈક હડફેટમાં આવે છે."

"તારૂં માથું! તારા માટે શું કુતરાઓ ને શિયાળ પણ રસ્તામાં ફરવાનું છોડી દે? હવે નજદિક છે, જલદી જલદી ચાલ."

આ અંધકારમાં રસ્તો કાપતી બન્ને નદીની રેતી પર આવી પહોંચી, કિનારો જ હતો. સામેજ એક નૌકામાં દીપક બળી રહ્યો હતો. મરજાનાએ કહ્યું–"શું હજી પણ વિચાર કરવાનો વખત છે!"

નારી–રક્ષિકા–કટાર પણ સાથે નથી લીધી બીબી, આ માર્ગમાં તમારા રૂપનું કોઇ શત્રુ મળશે–આ રૂપ કોઇને શત્રુ બનાવશે."

"એનો ઉપાય વિચારી લીધો છે મરજાના!

દિવસના ન ચાલવું, રાતના જ ચાલવું, આટલું છતાંયે કોઈ આપત્તિ આવશે તો મારી સાથે વિષ લાવી છું, કોનો ભય છે ? ”

અશ્રુપૂર્ણ નયને એક વખત પોતાના સદાપ્રિય એવા નિવાસસ્થાન તરફ જોયું, નયનો નીચાં ઢાળ્યાં, ઢળી પડયાં, હૃદયમાંથી ભેદી દીર્ઘનિશ્વાસ મૂકયો અને કહ્યું—

“મરજાના! પાણીમાં થઈને નૌકા પર ચઢીએ.”

નૌકામાં ચડવાનું ન બની શકયું. એકાએક તેને રોકનાર ત્યાં ઉપસ્થિત થયો, તેની ગતિને અટકાવી. સુન્દરીના રકતરંગી ચર્ણો દામોદરના કિનારાની કીચડ ભરેલી જગ્યામાં સ્થિર બની ગયા.

## પ્રકરણ બીજું.

બે સશસ્ત્ર સૈનિકો ઝડપથી હાથમાં મશાલ લઈને નૌકામાંથી ઉતરી તેની આગળ આવી ઉભા રહ્યા; અને એક સાથે જ બોલી ઉઠયા "બાદશાહ સલામત અને બેગમ સાહેબાનો જય હો."

"બાદશાહ ! બેગમ ! આ બધું શું છે ? કીચડમાંથી પોતાના સુંદર નાજુક પગો મુશ્કેલીપૂર્વક બહાર કાઢીને થોડી દૂર ઉભી રહીને મહેરૂન્નિસાએ એક વખત પેલા આવેલા સૈનિકો તરફ જોયું, પગ નીચે ભયંકર સાપ જોતાં જેમ કોઇ મનુષ્ય ગભરાઈ ઉઠે તેમ.

મહેરૂન્નિસા તેમને જોતાંની સાથે જ ગભરાઈ ગઈ. તે બધું એક ક્ષણમાં સમજી ગઇ બાદશાહે તેને આગરા લઇ જવા માટે સૈન્ય મોકલ્યું હતું અને તેથી તે સમાચાર મળે તે પહેલાં જ બરદ્વાનથી જલ્દી જતાં

રહેવાનો પ્રબન્ધ કરી રહી હતી, પરંતુ સઘળું વ્યર્થ ગયું.

પેલા બે સૈનિકોમાંથી એક વૃદ્ધ હતો, અને બીજો યુવાન હતો મહેરે ગંભીર અવાજે પેલા વૃદ્ધ સૈનિકને ઉદ્દેશીને કહ્યું—

"તમો કોણ છો? અમારી નૌકામાં કેમ બેઠા છો?"

મશાલનો તીવ્ર પ્રકાશ મહેરૂન્નિસાના સુંદર મુખ ઉપર પડી રહ્યો હતો, તેની ગૌરવપૂર્ણ અને તેજસ્વી વાણીથી પેલા યુવાન સૈનિકના હૃદયમાં કંપ થયો, પરંતુ વૃદ્ધ પાછો ન હઠયો. તેણે કહ્યું:

"અમે દિલ્લીશ્વરના સેનાપતિ છીએ અને અમે આપની નૌકાનો કબજો લીધો છે. અવિનય માફ કરજો પરંતુ અમે તો માત્ર આજ્ઞાંકિત સેવકો છીએ."

"કોની આજ્ઞાથી આ નૌકાનો કબજો તમે લીધો?"

"દિલ્લીશ્વરની."

"તમારા તે દિલ્લીશ્વર ભલે હોય! અસહાય સારા માણુસોના અંતઃપૂરની નૌકા ઉપર કબજો મેળવવા સેના મોકલીને તેમણે ઘણું જ ન્યાયી વર્તન કર્યું છે ખરૂં?"

આ તિરસ્કાર ઘણોજ ઉગ્ર હતો. રહમત—વૃદ્ધ સેનાપતિ આ બધું સમજવા છતાંય શાંત રહ્યો, મહેરે તેને ઉદ્દેશીને કહ્યું—

"તમારી સજાવટ, તમારા શસ્ત્ર વિગેરે જોઈને લાગે છે કે તમે કોઈ ઉચ્ચ કોટિના સેનાપતિ છો, પણ તો પછી આપ ચોરની માફક મારા અંતઃપૂરમાં કેમ ઘૂસી આવ્યા?"

"દિલ્લીશ્વરની આજ્ઞાના પાલન ખાતર"

"મૂર્ખ—નાલાયક! આવી ખરાબ આજ્ઞાનું પાલન કરતાં સેનાપતિ થઈને શરમ નથી આવતી! ધિક્કાર છે!" વૃદ્ધ સેના નાયક રહેમતે સ્થિર અને શાંત જવાબ આપ્યો.

"બીબી સાહેબા, આપ જે કાંઇ કહેશો તે બધું સાંભળી લઇશ પણ જરા કહેશો કે આમાં અમારો શું અપરાધ છે?"

મહેરે પુરૂષોચિત ગૌરવથી જવાબ આપ્યો—

"શું આદેશ પાલન કરવાના કોઇ નિયમો છે કે નહિ? ન્યાય અન્યાયની વિવેક બુદ્ધિ છે જ નહીં? શું બાદશાહે તમને ચોરની માફક મારા અંતઃપુરમાં આવવાનું કહ્યું હતું? ખાં સાહેબ, આ મહેલના દરવાજા પર અત્યારે પણ સેંકડો પ્રતિહારો છે, હુકમ મળતાં જ તેઓ તમારો નાશ કરી દેશે,"

રહેમતે કહ્યું—"અમે લોકો મરણનો ભય નથી રાખતા, આ આમ્રઘટામાં ચાર હજાર સૈનિકો સુઈ

રહ્યા છે, અમારા મરણ પછી નવો સેનાનાયક આવીને શેરખાંના સૈનિકો પર આક્રમણ કરશે.”

જાણે કે અચાનક જ મહેરૂન્નિસા ગભરાઈ ઉઠી, પણ તેના જેવી વીર રમણી માટે આવા પ્રકારની આપત્તિ સામાન્ય હતી, તેને પોતાની સ્થિતિનો તુરત જ સાચો ખ્યાલ આવ્યો તેણે શાંતિથી પુછયું—

“તમારૂં નામ શું છે!”

“આ સેવકનું નામ રહેમતખાં છે અને હું જ પ્રધાન સેનાપતિ છું.”

મહેરે કોમળ અવાજે પૂછયું—“શું દિલ્હીશ્વરે મને બાંદી બનાવવાનો આદેશ આપ્યો છે?”

“અસંભવિત! તેમણે તો આપને એક સામ્રાજ્ઞીની માફક સંપૂર્ણ માનપૂર્વક લઇ જવાનો હુકમ કર્યો છે.”

“તો તમે અમારો મહેલ કેમ ઘેર્યો?”

“અહીંઆ પહોંચતા પહેલાં અમારા ગુપ્તચરો દ્વારા જાણવામાં આવ્યું હતું કે આપ આજે જ બરદ્વાનથી રવાના થવાના છો. સંયોગવશાત્ અમને જરા વિલંબ થયો. કદાચ આપ જતાં રહ્યાં હોત તો અમારી સૌની જીંદગી ખતમ થઇ જાત.”

મહેરૂન્નિસાએ કોણ જાણે થોડા સમયમાં શું વિચાર કરી લીધો, તે બોલી—“જરા આગળ ચાલો, તમને

એક વાત કહેવાની છે.” તે આગળ આગળ ચાલવા લાગી, તેની પાછળ રહેમત ગયો, થોડે દૂર જઇને તેઓ નદીતટ પર ઉભાં રહ્યાં, મહેરૂન્નિસા ગંભીર સ્વરે બોલી.

“સેનાપતિ !”

“શું આજ્ઞા છે !”

“કદાચ હું ન આવું તો ?”

“અમે મહેલને ઘેરીને પડયા રહીશું. સવારે બાદશાહ સલામતને ખબર પહોંચાડીશું અને આજ્ઞા મળતાં તે પ્રમાણે વર્તીશું.”

મહેરૂન્નિસા ચૂપ ન રહી, તેણે કહ્યું–“તમે મુખ્ય સેનાપતિ છો, ખરૂંને ? કેટલા સૈન્યના ?”

“એક હજાર.”

“તમારો પગાર કદાચ પાંચ હજાર હશે કેમ !”

“જી.”

“હું તમને દશહજાર અશરફી આપીશ. મારા હીરા માણેક બધું તમને આપીશ, તમને અમીર બનાવી દઇશ, મને છોડી દો.”

આ કરૂણ પ્રાર્થના સાંભળીને રહેમતના દિલમાં વ્યથા થઈ. તેણે આ તીવ્ર બુદ્ધિશાળી રમણીનો મનો-ભાવ જાણી લીધો, છેવટે વૃદ્ધ રહેમતે કહ્યું.

"બાદશાહને શું જવાબ આપું ?"

"કહેજો કે તેને પકડી લીધી હતી પણ રસ્તામાં તેણે ઝેર ખાઈ લીધું, તેથી તેના શબને દામોદર નદીના પ્રવાહમાં નાંખી દીધું."

રહેમતે કહ્યું–"બેટી તું દિલ્હીશ્વરને નથી ઓળખતી, તે આવી વાત પર વિશ્વાસ નહીં કરે અને અમે કુતરાને મોતે મરીશું. એક બીજી વાત પણ છે. દિલ્હીશ્વરના સેનાપતિઓએ આજ સુધી વિશ્વાસઘાત નથી કર્યો જો આપને મુકત કરવા હશે તો એક વીર સેનાપતિની માફક એક સેનાપતિની જેમ મુકત કરીશ, આપને માટે હું જાન આપીશ, પરંતુ બાદશાહને એક વખત ખબર જણાવ્યા સિવાય આપને નહિ છોડી શકું."

મહેરે આને પ્રમાદ ગણી નાંખ્યો, દારૂણ ઉત્તેજનાથી તેનું ગળું સુકાઇ રહ્યું હતું. એક બીજો સંકલ્પ તેણે મનમાં કર્યો અને બોલી:

"બાદશાહ તમારી વાત ઉપર યકીન નહિ કરે પરંતુ મારી વાત ઉપર તો કરશે જ, હું જઇને કહીશ, "જહાંપનાહ! આપના વિશ્વાસુ સેનાપતિએ માર્ગમાં મારી ઇજ્જત ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો હતો."

રહેમતનું મોઢું ફીક્કું પડી ગયું. પરંતુ સેનાપતિ પદ સંભાળતાં સંભાળતાં તો તેના વાળ ધોળા થયા હતા, તે ગભરાયા સિવાય બોલ્યો.

"હું જ મૃત્યુને વધાવી લઇશ, જો આપ મારી આ વૃદ્ધાવસ્થામાં આ કલંક લગાવવા તૈયાર થશો તો આપના સંતોષ ખાતર હું જરૂર મરીશ પણ આ દુનીઆના બાદશાહ ઉપર પણ એક બીજો વધારે મહાન બાદશાહ છે, ન્યાય તો તેની સમક્ષ થશે અને મારે નરકની યાતના નહીં ભોગવવી પડે."

મૈત્રી, ભય, કરૂણા બધું નિષ્ફળ ગયું. વૃદ્ધ રહેમત પાસે મહેરૂન્નિસા પરાજીત થઈ; હાય! હવે તો બીજો કોઈ ઉપાય નથી, હવે શું થશે?!

થોડી ક્ષણ વિચાર કરીને પ્રભુત્વપૂર્ણ અવાજે તે બોલી.

"સેનાપતિ, તમે સામાન્ય પ્રતિ–હુકમ સિવાય મારી સમક્ષ કેમ આવ્યા? હું ભવિષ્યની સામ્રાજ્ઞી છું, મારૂં ફરમાન ક્યાં છે?"

રહેમતના મોઢા પર ચિંતાની રેખા છવાઈ ગઈ. જહાંગીર બાદશાહ મહેરના નામનું ફરમાન નહોતા આપી શક્યા. ફરમાન જરૂર હતું પણ તે સેનાપતિના કર્તવ્ય પુરતું તેમાં લખ્યું હતું—

"યોગ્ય માનપૂર્વક શેર અફઘાનની વિધવાને લઈ આવો." રહમત આજ વિચાર કરી રહ્યો હતો.

રહેમતે પોતાની પાઘડીમાંથી એક બાદશાહી લાલ કાગળ કાઢીને મહેરના હાથમાં મૂક્યો, વાંચતાની

સાથે જ મહેરે તેને ફેંકી દીધો, ઉડતો ઉડતો કાગળ દામોદર નદીના તટના કીચડમાં પડયો, તેણે કઠોર હાસ્ય સાથે કહ્યું.

“આ તો તમારા પુરતું ફરમાન છે, જ્યાં સુધી મને નિમંત્રણપત્ર નહિ મળે ત્યાં સુધી હું રાજ્ય-ધાનીમાં નહિ આવી શકું.”

રહેમતે ધાર્યું કે બેગમ સાહિબાએ કાંઈ હેતુપૂર્વક સમય લીધો હશે, આ યુકિત તો નહિજ હોય! અને આ વખતે રહેમત આ તીવ્ર બુદ્ધિશાળી રમણી પાસે પરાજીત થયો, તેણે કહ્યું—

“આપ જે કહી રહ્યા છો તેમ જ બનશે. હમણાંજ સમાચાર મોકલું છું અને હુકમ મળ્યા પછી જ આપને લઈ જઈશ. હવે આપ અંતઃપુરમાં પધારો, આ દાસા-નુદાસના અવિનયની ક્ષમા આપો. મહેલમાં પ્રવેશ કરતાં આપ જે જુઓ તેનાથી આશ્ચર્ય ન પામશો, આપના મહેલ માટે મેં સ્ત્રી સૈનિકો રક્ષણની વ્યવસ્થા માટે રોકેલ છે.”

મહેર તુરત જ પાછી ફરી, તે સમજી કે વૃદ્ધ સેનાપતિ ઘણો ચાલાક છે, તેણે મરજાનાને સંબોધી ને કહ્યું—

“છેવટે તારી વાત જ સાચી પડી.”

## પ્રકરણ ત્રીજું.

મહેલમાં પ્રવેશ કરતાં મહેરને ઘણું આશ્ચર્ય થયું, તેણે જોયું કે મહેલની ચારે તરફ સશસ્ત્ર સ્ત્રીઓ ચોકી કરતી હતી, તેને ખાત્રી થઈ કે દિલ્હીના બાદશાહ કરતાં આ વૃદ્ધ સેનાપતિ ખરેખર વધારે ચતુર છે.

રાત્રી પસાર થઇ રહી હતી, આકાશના તારા ગણો જાણે મ્લાન થયા હોય તેવા લાગતા હતા, પ્રભાતના શીતળ પવનથી દામોદરનો પ્રવાહ પણ જાણે શાંત બન્યો હોય તેમ લાગતું હતું.

બગીચામાંનાં રજની, ગંધા, જુઇ, નાગકેસર વિગેરેના પુષ્પો અધખીલ્યાં હોવા છતાં પવનમાં પોતાની સુગંધ દૂરદૂર સુધી ફેલાવી રહ્યાં હતાં, બે ચાર પક્ષીઓ વ્હેલાં જાગીને મધુર કલરવ કરી રહ્યાં હતાં. મહેર શૈયા ઉપર સુતી હતી પણ તેને નિદ્રા નહોતી આવતી.

સવાર પડતાં પરવારીને તેણે પ્રથમ જ મરજાનાને બોલાવી, તે તેની સમક્ષ ઉદાસ ચહેરે આવીને ઉભી રહી. ગઇ રાત્રીની ઘટના જાણે કાંઇક સ્વપ્નમાં બની ગયું હોય તેમ તેને લાગ્યું હતું, અને પછી મહેલની ચારે તરફ ખુલ્લી તલવારે ચોકી કરતી–ઇરાની સ્ત્રીઓના દ્રશ્યે તેના મગજને તોફાની ચડાવી મૂક્યું હતું, તેને હવે એમ લાગવા માંડયું હતું કે આ બધા કરતાં તો ભાગી જવું જ ઇષ્ટ હતું.

સ્હેજ વ્હેલા નીકળ્યા હોત તો આ બધું ન બનત તેમ પણ તેને હવે લાગવા માંડયું હતું.

મરજાનાએ ઉદાસ ભાવે કહ્યું.

"શું આજ્ઞા છે બીબી સાહેબા ?"

"એક કામ કરવું પડશે, તું એક પાલખી લઇને કાટવા જા, દેવી કલ્યાણી પાસે. હં હં....પણ આ ઇરાની સ્ત્રીઓના પહેરામાં થઇને તે અહીં કેમ કરી આવી શકશે ?"

"તેની જવાબદારી મારી ઉપર છે."

"લે આ દસ અશરફી તને ઇનામમાં આપું છું."

મરજાના જતી રહી, કલ્યાણી રાજા ગણપતસિંહની રાણી હતી, રાજા ગણપતસિંહ કાટવાના મુખ્ય કિલ્લેદાર હતા. મુગલ બાદશાહના સેવક હતા, કલ્યાણી,

મહેરની પ્રિય સખી હતી, અને તેથી જ આપત્તિ કાળમાં તેની સલાહ લેવાનું મહેરને અત્યંત આવશ્યક લાગ્યું.

મહેરે ધીરેથી ઘંટડી વગાડી. થોડીજ વારમાં એક સશસ્ત્ર દાસી આવી અને પૂછ્યું–

"શું હુકમ છે બેગમ સાહેબા?"

આ તમાશો જોઇને મહેરના મ્લાન મોઢા ઉપર થોડી હાસ્યની રેખાઓ આવીને ચાલી ગઈ; તેને લાગ્યું કે આ તમાશો બુરો તો નથી જ, તેણે આજ્ઞા-સૂચક શબ્દે કહ્યું.

"લાગે છે કે તું એક બાંદી છે, ખબર છે ને કે એક દિવસ દિલ્હીમાં તારે મારી સેવામાં રહેવું પડશે?"

"જી! આપની સેવા માટે તો અમને રાખવામાં આવી છે."

"વારૂ, સરદાર રહેમતખાંને મારા સલામ કહો."

"જનાબ! તે કોઇ કામસર બહાર ગામ ગયા છે, કદાચ બે ત્રણ દિવસ સુધી પાછા નહિ આવે, અત્યારે તેમની જગ્યા સરદાર રૂસ્તમખાં સંભાળે છે."

"વારૂ, તો રૂસ્તમને મારી આજ્ઞા જણાવો."

હુકમ મળતાં જ રૂસ્તમ હાજર થયો. હજુ હમણાં જ તેણે યૌવનમાં પ્રવેશ કર્યો હતો.

મહેરની ધારણા હતી કે રૂસ્તમ પણ કદાચ રહેમતની માફક વૃદ્ધ સૈનિક હશે, તેને તેની સાથે એકદમ વાત કરવાની ઇચ્છા ન થઇ, પણ—આપત્તિના સમયમાં શું નથી કરવું પડતું? તે બોલી:

"રૂસ્તમઅલી!" જાણે કોઇ સપ્ત સ્વરા વીણાના મધુર તારો ઉપર કોઇએ નાજુક આંગળીનો પ્રહાર કર્યો; તે મધુર અવાજ રૂસ્તમના કાનમાં થઈને તેના હૃદય સુધી પહોંચી ગયો, સુંદર ઘુંઘટમાંથી બહાર જણાતી વિશાળ નયનોની રેખાઓએ રૂસ્તમના દિલમાં તોફાન જગાવી દીધું. તે રાત્રીના મશાલના ઝાંખા પ્રકાશમાં તેણે જે અદ્દભૂત સૌંદર્યનું આછું દર્શન કર્યું હતું તે હવે સંપૂર્ણપણે અવલોકી શકે તેવી સ્થિતિમાં હતો; તેનું મન બોલી ઉઠયું "ઓહ! એક સ્ત્રી પણ આટલી સુંદર હોઇ શકે છે?"

તેના સ્વરમાં કમ્પ હતો, તેણે ધીમેથી પૂછયું.

"મને કેમ યાદ કર્યો!"

"શું તમેજ તે રાત્રે રહેમતની સાથે નદીની રેતમાં હતા?"

"જી."

"તમારી વ્યવસ્થા મુજબ હું કેદી તો બની ચૂકી છું અને તમારીજ પહેરાવાળી સ્ત્રીઓને લીધે મારા સ્નેહી સંબંધીઓને આવવા જવાનો માર્ગ બંધ

થયો છે, ખાનદાન સ્ત્રીઓ અહીં કેમ આવી શકે! જતાં પહેલાં બધાંને મળવું તો જોઇએ ને!"

રૂસ્તમના હૃદયના એકે એક ખુણામાં મહેરનું મોહિની સ્વરૂપ અજબ આકર્ષણ પેદા કરી ચૂકયું હતું. તેણે ધ્રૂજતા અવાજે કહ્યું.

"શું હુકમ છે, ફરમાવો!"

"કોઈ પાલખીની તપાસ ન થાય તેવો બંદોબસ્ત કરો."

"તે અસંભવિત છે."

મહેરે મોઢા ઉપરથી ઘુંઘટ હઠાવી લીધો, જાણે કે પૂર્ણિમાના ચંદ્રે મેઘના શ્યામ અંતરાયને દૂર કર્યો. તેના ચ્હેરા ઉપર ક્રોધની લાલીમા હતી, ઉગ્રતા હતી, લાજ શરમ જાણે કે દૂર થઈ ગઇ હતી. તેણે ગુસ્સામાં કહ્યું.

"અસંભવ! શું દિલ્હીના બાદશાહે તમને આ પ્રકારની આજ્ઞા આપી રાખી છે!"

"જી ના, બાદશાહે કશું કહ્યું નથી. આ તો અમારી વ્યવસ્થાનો એક ભાગ છે." રૂસ્તમ આથી વધારે કશું ન કહી શકયો. તેના રોમેરોમમાં જાણે વિદ્યુત પ્રસરી રહી હતી. સારાયે વિશ્વમાં તેને તે ભુવનમોહિની છબીનાંજ દર્શન થતાં હતાં.

મહેર તેની મનોદશા પુરેપુરી સમજી ગઈ. તેણે ફરી વખત ઘૂંઘટ દૂર કરીને કહ્યું.

"રૂસ્તમ ! કાટવાથી મારી પ્રિય સખી દેવી કલ્યાણી-ગણપતસિંહની રાણી આવનાર છે માટે બંદોબસ્ત કરો કે તેની પાલખીની કોઇ તપાસ ન કરે"

"ક્ષમા કરો બીબી સાહેબા ! અત્યારે હું કશો ઉત્તર આપી શકતો નથી. રાણી સાહેબ તો કાલે આવશે ને ! આજ સાંજ પહેલાં હું આપને જવાબ આપી જઇશ."

રૂસ્તમ સલામ કરીને ચાલ્યો ગયો. તેને ચારે તરફ તે મોહિની મૂર્તિનાં જાણે દર્શન થતાં હોય તેમ લાગ્યું, સામેના ઉદ્યાનમાં ખીલેલી પુષ્પકળીઓએ જાણે કે તે મુખની કોમળતા ચોરી લીધી હોય ! આકાશમાં ઉડતી કોયલે જાણે કે તેનાં કંઠની મધુરતા ચોરી લીધી હોય તેમ તેને લાગ્યું, કેટલી સુંદર આંખો ! કેવો મધુર કંઠ ! દિલ્હીશ્વરનો નવયુવક સેના-પતિ રૂપમોહમાં લુબ્ધ બની ગયો. વિશ્વાસ અને કર્તવ્ય તેનાથી દૂર પડી ગયાં, જાણે તે શયતાનનો દાસ બની ગયો.

તે સાંજની રાહ જોવા લાગ્યો. એક કલાક તેને યુગ જેટલો જણાવા લાગ્યો. તેના મનમાં એક અસંભવ કલ્પના આકાર લેવા લાગી હતી. હાય ! પણ શું

ઉપાય? કેમ બને? શું હૃદયમાં ઉઠેલી જ્વાલાને હૃદયમાં જ સળગવા દઈને દુર્ભાગી રૂસ્તમઅલી ભસ્મીભૂત થશે!

સંધ્યા સમયે તે ફરી પાછો મહેર પાસે હાજર થયો. મહેરૂન્નિસા એક એકાંત ઓરડામાં, એક પલંગ ઉપર ચિંતામગ્ન સ્થિતિમાં બેઠી હતી, તે જ નાજુક પગો એક ગાલીચા પર ટેકવેલા હતા, મોઢા ઉપર આછો બુરખો છવાયેલો હતો, ભ્રમર જેવા કાળાવાળ મોઢા ઉપર ચારે તરફ વિખરાએલા પવનથી ઉડી રહ્યા હતા.

રૂસ્તમે આગળ આવીને ઝુકીને સલામ કરી.

મહેરે પૂછ્યું–"શું નિર્ણય કર્યો રૂસ્તમઅલી?"

તેણે કાંઇ જવાબ ન આપ્યો, તે વિચારવા લાગ્યો. તેણે એક વખત ઓરડાની ચારે તરફ જોયું, ત્યાં કોઈ બીજું ન હતું; છતાંય તેની હિંમત ન ચાલી. મનની વાત જીભ સુધી આવીને અટકી જતી હતી. મહેરે તિરસ્કારપૂર્ણ સ્વરે કહ્યું.

"આવડા મોટા દિલ્હીશ્વરના સેનાપતિ છો, આટલી નાની વાતનો વિચાર કરવામાં બે કલાક કાઢી નાંખ્યા!"

રૂસ્તમે જવાબ આપ્યો.

"છેલ્લી વાતનો જ વિચાર કરી રહ્યો છું, આપને

મુક્ત કરી દઈશ, કાલે રાત્રે નદીના તટ પર રહેમતની સાથે જે જે વાતો થઈ હતી તે મેં સાંભળી છે. એ જે કાંઇ નથી કરી શક્યો, તે હું કરીશ.

મહેરૂન્નિસા કાંપી ઉઠી, એણે કહ્યું.

"મને કોની આજ્ઞાથી છોડી દેશો ?"

રૂસ્તમે ધીરે ધીરે કહ્યું. "મારી પોતાની ઇચ્છાથી."

"તમારી પોતાની ઇચ્છાથી ? આના બદલામાં તમો શું ચાહો છો !"

રૂસ્તમે મનમાં ને મનમાં કહ્યું–"જે કાંઈ ચાહું છું, તે સઘળા વિશ્વનું દાન કરીએ તો પણ તેની તોલે આવે તેમ નથી." એણે ખુલ્લા દિલે કહ્યું. "આનો બદલો શું ? બસ, જીવન–માત્ર."

"મહેરે કહ્યું–"મારે ખાતર તમો શા માટે મરો છો ?"

રૂસ્તમે કાંપતા પરંતુ આવેગપૂર્ણ સ્વરથી ઉત્તર આપ્યો. "હું પાછો નહિ જાઉં–નહિ પડું. આપનું અનુકરણ કરીશ, આપના અનુગ્રહ માત્ર પર આ વખતે મારા જીવનનો મુખ્ય આધાર છે, આપે મારૂં સર્વ-નાશ કરી નાંખ્યું છે, આપને નજરે નિહાળ્યા ન હોત તો જરૂર જીવતો રહી શકત"

મહેર બધું સમજી ગઇ. એનું મુખ ક્રોધથી લાલ

લાલ થઈ ગયું. સિંહણ સમાન ક્રોધમૂર્તિ ધારણ કરી અને જેમ સિંહણ ઘૂરકે તેમ ઘૂરકવા લાગી.

"પાપિષ્ટ! શૈતાન! આવડી મોટી સ્પર્ધા!" મેહેરે ઘંટની દોરી ખેંચી.

રૂસ્તમ વિપત્તિમાં આવી પડયો. અવરોધ, કારાગાર અને મૃત્યુ તેની નજર સામે દેખાવા લાગ્યા. એની નજર સામે મૃત્યુના તાંડવ દેખાવા લાગ્યા, પાપીને મરવાનો ભય થયો, મહેરના પગમાં પડયો અને કહ્યું.

"ક્ષમા કરો, આ પાપી કથા કોઈને પણ જાહેર ન કરો, આમાં બન્નેને કલંક લાગશે, હવે હું સદાને માટે વિદાય માગું છું, હું દિવાનો બની ગયો હતો. નહિ તો કાંઈ આવો સંકલ્પ પણ કરૂં ? મારા જેવા હતભાગીને મારવાથી તમારા હાથમાં શું આવશે! તમને લાભ શું થશે?"

મહેરે ક્રોધપૂર્ણ કંપતા સ્વરે કહ્યું–"પિશાચ દૂર જા."

રૂસ્તમે સલામ પણ ન કરી, શું કરવું જોઇએ તે પણ તે ન વિચારી શકયો. તે બધું ભૂલી ગયો. મહેલની બહાર આવીને તુરત જ તેણે તંબુનો માર્ગ લીધો. બહાર અંધકાર વધારે ને વધારે ઘેરો બનતો જતો હતો.

રૂસ્તમ હતઃપ્રાય જેવો જ્યારે તંબુએ પહોંચ્યો

ત્યારે તેણે જોયું તો સેના નાયક રહેમતખાં કાંઈક ગંભીર ભાવે વિચારી રહ્યો હતો. રહેમતે જરા કડકાઈથી પૂછ્યું.

"રૂસ્તમ ક્યાં ગયો હતો?" આ કઠોર સ્વર સાંભળીને પાપી રૂસ્તમનું દિલ કંપી ઉઠ્યું; તેણે કહ્યું.

"બેગમ સાહેબાએ મને બોલાવ્યો હતો."

"કેમ?"

"તેમણે કહ્યું કે મહેમાનોની કોઈ પણ પાલખીની તપાસ ન કરવી."

"તેં શું જવાબ આપ્યો?"

"મેં કશો ઉત્તર આપ્યો નથી."

રહેમતખાં ગર્જી ઉઠ્યો. તે વૃધ્ધે તે યુવાન હૃદયના ભાવો માપી લીધા હતા, તેણે ક્રોધપૂર્વક કહ્યું.

"વિશ્વાસઘાતક, નિમકહરામ! તું દિલ્હીશ્વરનો સેનાપતિ છો ખરૂં ને! મેં બધી વાત સાંભળી લીધી છે, મૂર્ખ, આજથી તને તારી જગ્યા ઉપરથી બરતરફ કરૂં છું અને હવે પછી તું કેદી છે!"

રૂસ્તમ સ્થિર, નિશ્ચલ અને અવાક્ જેવો બની ગયો. તેની આ સ્થિતિ જ તેના ગુન્હાનું પ્રમાણ હતી. મુખ્ય સેનાપતિના હુકમથી રૂસ્તમને તુરત જ બેડીઓ પહેરાવવામાં આવી.

પાપની કલ્પના માત્રથી તેનું પતન થયું હતું. બીજી રીતે કહીએ તો તેને માટે નરકનાં દ્વાર ખોલવામાં આવ્યા હતા.

## પ્રકરણ ચોથું

ઉંચા મહેલની અટારી પરથી મહેરૂન્નિસા સંધ્યાના ઘેરા સુંદર રંગોનું નિરીક્ષણ કરી રહી હતી. વૃક્ષોનાં પાંદડાં ઉપર આથમતા સૂર્યની લાલીમા ધીમે ધીમે ઘેરા અંધકારમાં પલટાતી હતી. પક્ષીગણો નીલ આસનમાં જલ્દી જલ્દી પોતાના નિવાસસ્થાન તરફ ઉડી રહ્યા હતાં. તે કેટલાં ક્ષુદ્ર અને શક્તિહીન છે કે એટલે ઉંચે ઉડી શકવા છતાં, આકાશનો સ્પર્શ નથી કરી શકતાં? કદાચ એટલા માટે જ તે ચિત્કાર કરી રહ્યાં છે. મહેર એકાગ્ર ચિત્તથી આ બધું નીરખી રહી હતી, ત્યાં અચાનક કોઈએ કહ્યું.

"મહેરજાન!" મહેર ચોંકી. "મહેરજાન!" એ તો શેર સાહેબનું પોતાને માટેનું આદરપૂર્ણ નમ્ર સંબોધન હતું. મરેલો માણસ શું કબરમાંથી ઉઠીને આટલા સ્નેહ ને આદરપૂર્વક બોલી શકે!

મહેરે પાછળ ફરીને જોયું તો કલ્યાણી દેવી ઉભી હતી.

કલ્યાણીને તરત જણાયું કે મહેરનું અપ્રતીમ સૌંદર્ય કાંઈક ઝાંખુ પડ્યું હતું, તેના વિખરાએલા વાળ—તેની જરા પણ દરકાર ન હોય તેમ તેના મોઢાની આસપાસ ઉડી રહ્યા હતા. તેના સદા હાસ્ય પ્રફુલ્લ રહેતા હોઠ શુષ્ક જેવા લાગ્યા.

મહેર દોડીને કલ્યાણીને ગળે બાઝી પડી ને એકદમ જોરથી રોઈ પડી; જાણે કે વર્ષાઋતુમાં ભરાઈ ગયેલી નદીનો કોઇ રોકેલો પ્રવાહ મુક્ત બનીને જોશથી વહેવા લાગ્યો.

કલ્યાણીએ રૂંધાયેલા સ્વરે પૂછ્યું:

"વાત આટલે સુધી પહોંચી ત્યાં સુધી મને જણાવ્યું કેમ નહિ બહેન?"

આ વાતનો જવાબ ન હતો. મહેરનું મોઢું આંસુને લીધે વર્ષાના પાણીથી ભીંજાએલા ગુલાબ જેવું લાગતું હતું.

કલ્યાણીએ આશ્વાસન આપતાં કહ્યું.

"જે થવાનું હતું તે થઈ ચૂક્યું છે, જે કદી પાછું નહિ આવે એને માટે આટલો પરિતાપ શા માટે કરી રહી છે? તે વ્યર્થ છે."

મહેરે કહ્યું–" કલ્યાણી ! કલ્યાણી ! પ્રિય સખી, હું મોટી વિપત્તિમાં આવી પડી છું, આગ્રા લઇ જવા માટે બાદશાહની ફોજ મને ઘેરીને પડેલી છે."

કલ્યાણીને આ વાતથી પણ આશ્ચર્ય ન થયું, આ બધી વાત તેણે પોતાના પતિ ગણપતસિંહ પાસેથી સાંભળી હતી. તેણે કહ્યું.

" જ્યારે કોઇ બીજો ઉપાય નથી તો પછી આગ્રા ગયા વિના બીજું પણ શું થઈ શકશે ? "

મહેરૂન્નિસાએ કહ્યું–

" મેં તો પ્રતિજ્ઞા કરી છે કે માર્ગમાં ભૂખી રહીને મૃત્યુ પામીશ પણ તે પાષાણ હૃદયી બાદશાહની વિલાસ પુતળી નહીં બનું."

" એમ કેમ બ્હેન ? "

દિલ્હીના રત્નજડીત સિંહાસનની તું સામ્રાજ્ઞી બનીશ. એક દિવસ આખું ભારતવર્ષ તારી દૃષ્ટિ માત્રથી કંપી ઉઠશે."

" નહિ બહેન તું પણ એ વાત ન કહે, તું પણ નિષ્ઠુર ન બનીશ. મેં તને તારી સલાહ લેવા બોલાવી છે. તો સખી–કે બ્હેનની જેમ તું મને સાચી સલાહ આપ. "

કલ્યાણીએ કહ્યું–" હું હિન્દુના ઘરમાં જન્મી છું

અને તેથી આ ભાગ્ય ઉપર ઘણો જ વિશ્વાસ ધરાવું છું, જે કાંઇ કષ્ટ તને પડ્યું છે તે બધી ભાગ્યની લીલા છે. હા, તે સિવાય પણ એક વાત છે. પેલા વૃદ્ધ અકબર બાદશાહનો જ આ સઘળો દોષ છે. જો તે પ્રતિકૂળ ન બન્યા હોત તો આજે તું કુમાર સલીમની જીવન સહચરી હોત. તું દિલ્હીના સિંહાસન ઉપર બેસીશ, જરૂર. કુદરતનાં વિધાનો કોણ પિછાની શક્યું છે? અને તેને મિથ્યા પણ કોણ કરી શક્યું છે!"

મહેરે અભિમાનપૂર્વક ઉત્તર આપ્યો.

"હું પોતે જ તે અદીઠ શક્તિનાં વિધાનોને અસફળ બનાવીશ. સ્વામી સ્વર્ગમાં ગયો છે અને તેની પ્રણયમૂર્તિ મારા હૃદયમાંથી નથી ખસતી. હું તે નિષ્ઠુર, જડ વિલાસીની–કામક્રીડાનું સાધન કદી પણ બનીશ નહીં."

"આ પ્રતિજ્ઞા કોણ કરે છે?"

"મારી ઇચ્છા. પ્રતિજ્ઞા ઇચ્છાને આધીન છે. જે રસ્તે હું મારી ઇચ્છાને દોરીશ તે રસ્તે તે ચાલશે. હું સમજું છું કે સ્ત્રીઓનું હૃદય ઘણું નિર્બળ હોય છે, પણ તેથી શું!"

કલ્યાણી ફીકકું હસી, અને બોલી.

"જેણે તારે માટે આટલું કર્યું, શું તેને એક વખત મોઢું નહિ બતાવે? બાદશાહી ફોજ આવી ગઇ છે એટલે ગયા સિવાય અન્ય માર્ગ તો નથી જ. કદાચ તું મારે ત્યાં આવીશ અને તે ત્યાં પણ તને સન્માનપૂર્વક તેડવા આવશે તો તું શું ના કહીશ? શું દિલ્હીશ્વરના આમંત્રણનો તું અનાદર કરીશ?"

"જો બની શકશે તો તેના આમંત્રણને લાત મારીશ અને કહીશ કે, તમો દુનિયાના બાદશાહ છો, અને છતાંય મારે મન અત્યંત તિરસ્કારને જ પાત્ર છો, તમે મોહપાશમાં પડીને એક અબળાના સુખનો નાશ શા માટે કર્યો? તેને નિરાધાર કેમ બનાવી?"

"સખી! આ વાત ન બોલવી જોઇએ, દીવાલને પણ કાન હોય છે, ચારે તરફ બાદશાહનાં માણસો છે. કોણ જાણી શકે કે કોઇ સાંભળી જાય તો શું પરિણામ આવે?"

અચાનક જ બારણાની પાછળથી કોઇક બોલી ઉઠયું, "લાત ખાવાનો ડર એ કોઇ મોટો ભય નથી, જહાંગીર બાદશાહ તો ઘણા સમયથી એ જ ચરણોનો દાસ બનીને એને ઝંખી રહ્યો છે."

આ વાતથી મહેર અને કલ્યાણી બન્ને ચોંકી ગયાં. એક સ્ત્રીએ તે જ વખતે તે જગ્યામાં પ્રવેશ કર્યો.

## પ્રકરણ પાંચમું

જે સ્ત્રી ઘરમાં આવી, તે પૂર્ણ યુવતી અને સ્વરૂપવાન હતી. એનો પોષાક જોતાં એ દાસી જેવી લાગતી હતી. પરંતુ તેનું રૂપ જોતાં તો એમ લાગતું હતું કે ભલભલી રાજરાણીઓના આસનને છીનવી લેવાની તેનામાં શક્તિ છે. કલ્યાણીએ વિસ્મયતાથી પ્રશ્ન કર્યો—

" તું કોણ છે ? "

" હું દાસી છું. "

" કોની દાસી ? "

" પ્યારી બેગમની. "

" દિલ્હીની જ પ્યારી બેગમ ને ? જે હમણાં ઈરાનથી થોડા દિવસ પહેલાં જ આવી છે ? "

" જી હા ! "

" તું અહિં કેમ આવી ? "

" બેગમે મને નોકરીમાંથી રજા આપી છે, મારા કાકા બંગાળમાં રહે છે, એમના પાસે આવી હતી, શેર સાહેબની પત્ની દિલ્હી જનાર છે, વખતે નોકરી મળી જાય એમ ધારીને આવી છું."

આ વાતથી કલ્યાણીના દિલમાંથી સંદેહ અને આશ્ચર્ય ઓછાં થયાં, એણે એને પાછો પ્રશ્ન કર્યો.

" તારી નોકરી કેમ કરતા છુટી ગઇ ? "

" અરે સરકાર ! રાજમહેલની ચાકરી, તેમાંયે રાજરાણીઓ અને બેગમ સાહેબાની નોકરી, શું વાત કરૂં ? પાન પર ઝાઝો ચૂનો પડયો અને મારા બાર વાગી ગયા."

કલ્યાણી અને મહેરે આ વાતને માની લીધી. કલ્યાણીએ કંપતા સ્વરે કહ્યું. આના થોડા વખત પહેલાં જે વાત અમો કરી રહ્યા હતા, એ વાતને તે સાંભળી છે, ખબર આપ્યા વિના તું અહિં કેમ ચાલી આવી ? રાજમહેલમાં નોકરી કરી છે છતાં અદબ–કાયદો પણ જરા નથી શીખી ? "

" મને ક્ષમ, કરો, મને એમ હતું કે બેગમ સાહેબા મહેલમાં એકલા જ છે, સર્વ વાતો હું પેટમાં રાખી શકું છું, અને નહિતર તો રંગમહેલની નોકરી

થાય જ ક્યાંથી ? અમોને તો ચોવીસે કલાક જીવનનો ભય હોય છે.”

કલ્યાણી ઉપરના કથનથી ક્ષણ ભર માટે અસ્વસ્થ થઈ. એણે પોતાની છાતી પાસે લટકતી થેલીમાંથી સોનામહોર કાઢી અને તેના હાથમાં મૂકતાં બોલી–

“સાવધાન! તારે આ બેગમ–ભાવી સુલતાનના સંબંધમાં કોઇ પણ વાત બહાર પાડવાની નથી. નહિતર તારૂં મોત તારી સામે ઉભું જ છે એમ માની લેજે. આ વખતે આગ્રા જવાની વાત બંધ કરવામાં આવી છે, અઠવાડિયા પછી આવજે, એ વખતે તને નોકરીમાં રાખવામાં આવશે.”

બાંદીએ સલામ કરતાં કહ્યું–“બેગમ સાહેબાનો જય થાવ.” આટલું કહીને તે ચાલતી થઈ. કલ્યાણી અને મહેર બન્ને આ પાપમયી ઘટનાને ભૂલી ગયાં. પણ જો કોઈએ બારીકાઇથી, લક્ષપૂર્વક જોયું હોત તો, માલુમ પડી આવત કે આ બાંદીના મુખમંડલ પર હાસ્યની એક કુટિલ રેખા ખેંચાઇ ચૂકી હતી.

પેલી બાંદી મહેલમાંથી બહાર નીકળી ગામને રસ્તે પડી એક નાળા પાસે, નાની પાલખી પડી હતી તેમાં બેસી ગઇ, અને પાલખી રવાના થઈ.

બાંદીના ચાલ્યા જવાથી કલ્યાણી રાણીએ મહેરને સંબોધીને કહ્યું–“શું વિચાર કર્યો સખી ?”

"આગરા નહિ પહોંચું, રસ્તામાં ઝેર ખાઇ લઇશ, મારૂં મૃત શરીર આગરા પહોંચશે અને જહાંગીર બાદશાહ પોતાની કીર્તિ જોઈ શકશે."

કલ્યાણીએ કહ્યું–"તારા મરવાથી જહાંગીર બાદશાહનું શું જવાનું છે! તું આગરે જા, ત્યાં માનપાનનો સ્વીકાર કર, સિંહાસન પર બેસ, અને આ બધું ત્યાં ન બને, અપમાન જેવું લાગે તો વિષ ખાઈ લેજે. હું અને રાજા ત્યાં તુરતમાં જ આવી પહોંચશું, મારા સ્વહસ્તે વિષનો પ્યાલો તારા હોઠને લગાડીશ."

મહેરે વિચારી લીધું કે કલ્યાણી રાણીએ જે કંઈ કહ્યું તે બરોબર છે. કલ્યાણીએ પાછું કહ્યું–"સખી, અમારા શાસ્ત્રોમાં કહ્યું છે કે મનુષ્ય જન્મ અનેક જન્મની તપશ્ચર્યા કર્યા પછી મળે છે, એટલે મનુષ્ય દેહનો આમ ઉતાવળથી નાશ કરવાની જરૂરત નથી. મરવાથી તો તારૂં બધું નષ્ટ થઈ જશે. મરૂભૂમિના શુષ્ક પુષ્પને કબરમાં ધૂળની સાથે મળી જવું એ કાંઇ આશ્ચર્યકારક ઘટના નથી, કેટલાયે એવા પુષ્પો ખીલે છે અને કરમાય છે. આ ભારતવર્ષની સામ્રાજ્ઞી બનીને લોક–હિતકર કાર્યોમાં ભાગ લઈ શકે છે: વળી તમારા ધર્મશાસ્ત્રમાં તો પુનર્વિવાહની પણ છૂટછાટ આપવામાં આવી છે."

કલ્યાણીની યુક્તિનો જવાબ મહેરૂન્નિસાએ ન આપ્યો. એ જવાબ દઈ ન શકી. મહેરે પોતાના મન

સાથે વિચાર કર્યો—ઉપાય તો મારા હાથમાં છે ને! કલ્યાણી દેવીનું કહ્યું માનીને આગરાના રહસ્યને પણ જોઇ લઉં.

હવે જવાનો વખત થયો. અનેક દિવસો પછી બન્ને મળ્યા હતા. હવે કોણ જાણે કયારે પાછું મળાશે! મહેરની આંખમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો, કલ્યાણીએ પણ તેને અશ્રુપૂર્ણ નયને છાતી સરસી ચાંપી, અને કહ્યું.

"બહેન! જેટલી વાર હું અહિં આવી છું ત્યારે તેં મને હસતા હસતા વિદાય આપી છે, આજે તારી અવસ્થા જોઇને મારી છાતી ફાટી જાય છે; આશીર્વાદ દઉં છું કે સદા સુખભોગિની થા." આગળ એ બોલી ન શકી, એનો કંઠ રૂંધાઈ ગયો.

કલ્યાણી પાલખીમાં જઈ બેઠી. મહેરૂન્નિસા તેને થોડે દૂર સુધી વળાવી આવી. પાછી આવી ત્યારે તેણે વૃદ્ધ સેનાપતિ રહેમતખાંને ખબર કહેવરાવી દીધા કે કાલ પ્રાતઃકાળમાં આગરા રવાના થવાનો પ્રબંધ કરો.

વૃદ્ધ રહેમતખાં આ સમાચારથી આશ્ચર્યમાં પડી ગયો.

## પ્રકરણ છઠ્ઠું.

આગ્રાના રંગમહેલનું સૌંદર્ય અવર્ણનીય છે, તેને સંપૂર્ણપણે શબ્દોમાં ન ઉતારી શકાય તેવી તેની અદ્ભૂત કારીગરી છે. તેમાં કુબેરની સમૃદ્ધિ સાચવી હોય તેમ જવાહિર, હીરા–માણેકના ભંડારો, આ સઘળું અદ્‌ભૂત છે. કોણ જાણે તે બનાવતાં કેટલાય શિલ્પીઓનાં જીવન વ્યતિત થઇ ગયાં હશે !

તે જાણે કે રૂપસુંદરીઓનો મેળો જ ન હોય ! તેમનું મુખદર્શન સૂર્ય, ચંદ્ર કે આસમાન કોઇ કરી શકતું નથી. કેવળ ક્યારેક સૌરભયુક્ત પવનની લહરીઓ એ લલનાઓની અલકલટ સાથે થોડી ક્રીડા કરી જાય છે.

ઝાડોની ઘટાટોપ જામી ગઇ છે. ફુલોની ક્યારીની વચમાં લાલ, લીલા, ગુલાબી, આસમાની રંગની

નાની ધજાઓ ફરકી રહી છે, તેના કોઇ ખુણામાં હાફીજની પ્રેમમયી કવિતાનો અંશ, ફિરદોસીની તેજોમય કવિતા, અમીર ખુશરૂની પ્રેમપૂર્ણ ગાથા અથવા ગુલીસ્તાંના અમુલ્ય ઉપદેશામૃત ભણાય છે, ક્યાંક સુવર્ણપાત્રમાં નાગકેસરના ગુચ્છ સુગંધી પ્રસરાવી રહ્યાં છે.

ક્યાંક ચાંદી ઉપર સોનાનો ઢોળ ચઢાવેલી ફુલદાનીઓ ગુલાબના પુષ્પોથી ભરેલી પડી છે, ક્યાંક એક સ્થંભથી બીજા સ્થંભ સુધી ફુલોના હાર ઝૂલાની માફક લટકી રહ્યાં છે. ત્યારે વળી બીજી જગ્યા પર સોનાથી રસેલા ફુવારાના વ્યાઘ્રમુખમાંથી ગુલાબજળ ઉડી રહ્યું છે. મેના, પોપટ, કોયલ મસ્ત બનીને કિલ-કિલાટ કરી રહ્યાં છે. જ્યારે બીજી તરફથી વીણા, મૃદંગ વિગેરેના મધુરા સ્વરો વાતાવરણને મસ્ત બનાવે છે.

મહેલની વચમાં બહુ મોટો પણ તેમજ બહુ નાનો પણ નહિ તેવો એક હોજ છે. કાશ્મીરના ગગનચુંબી હીમગિરિઓના હીમજળથી તે કાયમ ભરેલો રહે છે. ગ્રીષ્મ ઋતુના આ દિવસો હતા, તેથી કેટલીક સુંદરીઓ તેને કિનારે બેસીને વાર્તાલાપ કરી રહી હતી, બીજી કેટલીક તેની સંગેમરમરની ફરસ પર સુતી હતી. તેના ઠંડા જળમાં ગુલાબનાં ફુલોનાં

પત્તાંને આસ્તે ફેંકી રહી હતી, કોઈ વાત કરી રહી હતી.

વસ્તુતઃ રંગમહેલનું સૌંદર્ય જાગ્રત થયું હતું. આજ વસન્ત પૂર્ણિમા હતી. ખુલ્લા નીલ આકાશમાં ચંદ્ર વિહરતો હતો અને જ્યારે પૃથ્વી પર, સ્વપ્નમય રાજ્યમાં આ સુંદરીઓના મુખ એ આકાશના ચંદ્રની સ્પર્ધા કરી રહ્યાં હતાં. ખરેખર તે દ્રષ્ય સ્વર્ગીય ભાસતું હતું.

આ સુંદરીઓ દિલ્લીશ્વર જહાંગીર બાદશાહના પ્રેમની પૂજારણો હતી. અંતરની આશા ફળીભૂત થવાની તે પ્રતીક્ષા કરી હતી, પણ આજે તેમની આશા સફળ ન થઈ. બાદશાહ આજ રંગમહેલમાં ન આવ્યા.

રાત્રી ઘણી વીતી ગઈ હતી. ચંદ્રકિરણો હોજના પાણીમાં ઊંડા ઉતરીને કોણ જાણે શું વિચાર કરતાં હતાં. સોનાના પાંજરામાંના પક્ષીઓ બોલતાં બોલતાં શાંત થઇ ગયા હતાં. બધી બેગમો નિરાશ થઇને પોતપોતાના આવાસમાં પાછી ફરી, માત્ર ત્યાં બે સ્ત્રીઓ બાકી રહી; એક સોફીયા અને બીજી ઇરાનની નવીન સુંદરી—પ્યારી બેગમ.

પ્યારી ઘણી થાકી ગઇ લાગતી હતી; તેણે કહ્યું.

"સોફી બેન! જરા શિરાઝીનો એક પ્યાલો લાવ."

બીજો કોઇ વખત હોત તો સૌફી ઉઠવામાં આનાકાની કરત પરંતુ અત્યારે તો પ્યારીનું તેને થોડું કામ હતું, તે ઉઠીને એક પ્યાલામાં શિરાઝી લાવી, તેમાં થોડું ગુલાબજળ મેળવી આપ્યું. પ્યારી તે પી ગઇ. થોડી વારે પ્યારીને જરા સ્ફૂર્તિ જણાઈ. હૃદય ઉપરનો બોજો તેને હલકો થતો જણાયો. તે બોલી ઉઠી.

" આજ હવે તે નહિ આવે, કહેતા હતા 'સંગીત સાંભળીશ.' લાગે છે કે તે એ વાત સાવ વીસરી ગયા." આ વચન સાંભળીને સૌફીયાએ મનમાં જ વિચાર્યું " અહો ! વાત આટલે સુધી પહોંચી ! " પછી તેણે જવાબ આપ્યો.

" પ્યારી ! "

" કેમ સખી ! "

" ચાંદની રાત શું આમજ વીતશે ? "

" શા માટે બ્હેન ! ઇસરાજ લાવી આપ, સંગીતમાં રાત્રી ગાળીશું."

" હવે સંગીત સારૂં નથી લાગતું. જહાંપનાહ કદાચ છુપી રીતે મહેરૂન્નિસા પાસે તો નહિ ગયા હોય ને ? "

" તે રસ્તો સાવ બંધ છે, મેં તેનો સર્વનાશ કરી નાંખ્યો છે."

"તેં કર્યું! આ શું બ્હેન! શું તેણે તારો કોઇ અપરાધ કર્યો હતો?" આ વખતે પ્યારી શિરાઝીના સંપૂર્ણ નશામાં હતી, તે બોલી ઉઠી–

"તે પોતે અપરાધી નથી, તેનું સૌંદર્ય છે, અને કદાચ તે પણ નથી, પણ જહાંગીરની આંખો અપરાધી છે, મહેરૂન્નિસા મારે માટે કાંટા રૂપ છે, તેનો નાશ શા માટે ન કરૂં?"

"તું મુંગેર શા માટે ગઈ હતી?"

"પર્વતની હવા ખાવા. જાણુતી નથી કે મને બહુ દુઃખ છે."

સોફીયાએ હસીને કહ્યું "ઠીક છે, પણ મુંગેરથી બરદ્વાન તું દાસીનો સ્વાંગ ધારણ કરીને કેમ ગઈ?"

આ સાંભળીને પ્યારી કંપી ઉઠી, એણે કહ્યું:–

"તેં આ કેમ જાણ્યું?"

સોફીયાએ કપટભાવ ધારણ કર્યો અને રૂષ્ઠતાથી બોલી.

"ચાલ, ચાલ હવે! તું મારા પર અવિશ્વાસ કેમ કરે છે! તેંજ મને એક દિવસ એમ કહ્યું હતું."

પ્યારી હસી પડી. એણે કહ્યું.

"માફ કરો બ્હેન! બધી વાતો સદા યાદ રહેતી

નથી. બરદ્વાન ન જાત તો મારૂં કાર્ય આટલું વહેલું સિદ્ધ ન થાત સમજી !"

"ક્યા કાર્યની સિદ્ધિ ?"

"મહેરનો સર્વનાશ."

"કેવી રીતે ?"

"છાતી પર લાત મારવાની વાત જહાંપનાહને કરી, તે સાંભળીને તેઓ ખૂબ ક્રોધમાં આવી ગયા."

"એનો વિશ્વાસ શો ? બાદશાહનું મન સમુદ્રના તરંગો જેવું છે, ક્યારેક ખુશી ! ક્યારેક શાન્તિ ! એમ બહુ જ ચંચળ છે."

"નારે ના સખી ! ઝંઝાવાત શરૂ થઇ ચૂક્યો છે. મહેર અહિં આવી ત્યારથી જે કષ્ટના દિવસો વીતાવે છે, તે સાંભળીને મને પણ દયા આવે છે, દાસીને જેટલું વેતન આપવામાં આવે છે એટલું પણ તેને મળતું નથી."

સૌપ્રીયાએ વિચાર્યું કે–પ્યારી માનવી વેશમાં શયતાન છે, આ પ્રકારથી પણ ક્યારેક ક્યારેક નાશ કરી શકાય છે. સૌપ્રીયાએ પ્યારીના કાનમાં કહ્યું:–

"મહેર અહિં આવી ત્યાર પછી બીજા દિવસે બાદશાહ છાના છાના એને મળવા ગયા હતા ?"

પ્યારીએ કહ્યું–"હાં મહેર અભિમાનમાં હતી.

વાત સરખી પણ ન કરી, ઉભી થઇને માન પણ ન આપ્યું, ચાલી ચલાવીને તેને મળવા ગયા, તો પણ મહેર એમની સાથે ન બોલી. ત્યાર પછી જહાંપનાહ એની પાસે પાછા ગયા નથી. આમને આમ વર્ષ વીતી ગયું."

આગ્રાના ઘંટાઘરમાં રાત્રીના અગીઆરના ડંકા થયા. પ્યારોને નિદ્રાએ ઘેરી લીધી, સૌફીયા એક બાંદીને લઇને બગીચા તરફ ચાલી.

## પ્રકરણ સાતમું

વિધિ માણુસથી અદ્રષ્ય રહીને, પોતાના અદ્રષ્ય હાથથી અસ્પષ્ટ અક્ષરોએ જે કાંઇ લખે છે તે જો જાણુવાની માણુસની શક્તિ હોત તો તેને કદી દુઃખ ભોગવવું ન પડત.

માનવીની કલ્પના રૂપી સુખનું ઉદ્યાન તેના ઉષ્ણુ નિશ્વાસથી બળી ન જાત! મહેરૂન્નિસા કલ્યાણીની જે સલાહ માનીને આવી હતી, તેને વિધિએ સાવ જુદી જ સ્થિતિમાં પલટાવી નાખી હતી. આટલા વખતે મહેર તે વિધિના અસ્પષ્ટ અક્ષરોને થોડે અંશે પણુ ઉકેલી શકી.

તેને પોતાની સાચી સ્થિતિનો ખ્યાલ આવી જવાથી ચિંતામાં વધારે નિર્બળ થઈ ગઈ.

મહેલના એક ખંડમાં તે સ્વમાની મહેર ચિન્તાતુર હૈયે સુતી હતી. તેના આકર્ષક ચ્હેરા ઉપર જાણે

કોઈએ કાલિમાની એક નાની શી રેખા ન ખેંચી હોય !

દિવસ તો ગમે તેમ પસાર થઇ જતો, પરંતુ રાત્રી વીતાવવી તેને માટે મુશ્કેલ બનતી

પોતાના ખંડમાં રાત્રે યમુનાનું મધુર સંગીત સાંભળતાં સાંભળતાં અને ઠંડા પવનની લહેરોની અસર નીચે નિદ્રાધીન થતી પરંતુ નિદ્રાથી પણ તેની ચિંતા દૂર તો ન જ થતી; જાગૃત અવસ્થામાં તે ચિંતાથી ઘેરાયલી રહેતી, નિદ્રામાં સ્વપ્નસ્થ.

મહેરૂન્નિસા સ્વપ્નમાં જાણે કે તે દામોદરના તટ ઉપર આવેલા પોતાના શુભ્ર મહાલયમાં એકલી સુતી હોય તેવું દૃષ્ય નજરે પડતું, પછી દામોદર પરનો ધાઢો અંધકાર પોતાના નિર્જન આવાસમાં જાણે કે વધારે ઘેરો બનીને પ્રવેશ કરી રહ્યો હોય તેમ તેને લાગતું. જાણે કે પ્રલયના કાળા મેઘ ક્ષણવાર આરામ માટે પોતાના ખંડમાં આવતા હોય–આવ્યા હોય તેટલો ઘેરો તે અંધકાર તેને લાગતો, પછી તે અંધકાર તેની શય્યાની ઉપર તેની ચારે બાજુએ ઘૂમતો અને ક્યારેક તેને પોતાને ગળી જવાની ચેષ્ટા કરતો હોય તેમ તેને ભાસતું, ત્યારે ભયથી, ત્રાસથી તે કંપી અને જાણે ચીસ પાડી ઉઠતી અને તુરત જ તે જાગ્રત થઈ જતી. નિદ્રા ચાલી જતી, સ્વપ્ન સરી

જતું. ફરી એક વાર તે ઝરૂખામાં આવીને રાત્રીના ઘેરા અંધકારમાં યમુનાના શ્યામ જળરાશી ઉપર થઇને આવતા વસંતના પવનનો મધુર નિનાદ સાંભળતી બેસી રહેતી. એક બાજુ વિરાટ નિઃસ્તબ્ધતા, બીજી બાજુ રંગમહેલમાં આમોદ–પ્રમોદનો કોલાહલ.

મહેરને આગ્રા આવ્યે એક વર્ષ થઇ ગયું હતું. પણ જહાંગીર બાદશાહ એક વાર પણ તેને મળ્યા ન હતા મળવું તો દૂર રહ્યું પણ તેની ખબર પણ પૂછાવી ન હતી. રાજ્ય તરફથી જે કાંઈ નિર્વાહ માટે મળતું તે ભાગ્યે જ તેના માટે પૂરતું હતું. બે ચાર દાસીઓ પણ હતી. તેમને પણ કાંઇક વેતન મળવું જોઈએ પરંતુ તે પણ ન થઇ શકતું, પરંતુ ઘૃણા અને અભિમાનને લીધે તે વાત મહેરે કદી કોઈને ન કહી. કોઇ કહેતું:–“ બાદશાહને એક વખત ખબર કરોને ? ” મહેરૂન્નિસા તેનો પત્યુત્તર ન આપતી, પરંતુ મનમાં જ નિશ્ચય કરી લેતી “છી ! છી ! છી ! મરવું બહેતર છે પણ નિર્વાહ માટે ભિક્ષા માગવા જેટલી નીચ હું કદી નહિ થાઉં.” તેને તે વાત સાચી લાગતી કે વિધિએ જે નિર્માણ કર્યું હશે તે જ બનશે. મારે હાથ છે, ભરતકામ આવડે છે, જે બનશે તે કરીશ અને નિર્વાહ ચલાવીશ. દિલ્હીના બાદશાહના મિષ્ટાન્ન ભિક્ષા માગીને ખાવા તેના કરતાં જાતે શ્રમ કરીને મળતો સૂકો રોટલો ખાવો તે વધારે સારો છે.

જેવી તેની પ્રતિજ્ઞા હતી તેવું જ તેનું વર્તન

હતું. તેણે નોકર ચાકર રાખીને ભરતગુંથણની પોતાને સિદ્ધ હતી તે કળા અજમાવવાનો પ્રારંભ કર્યો.

તેની નાજુક આંગળીઓ જરી તથા ભરત કામમાં અજબ કળા બતાવવા લાગી. દાસીઓ તે કળાના નમુનાઓને આગ્રાના ચોકમાં વેચવા જતી. પ્રથમ નમુનાનું મૂલ્ય ધાર્યા કરતાં દસ ગણું વધારે મળ્યું, માત્ર દશ અશરફીની જગ્યાએ તેને હજાર અશરફીઓ મળી, એટલી રકમ આપનાર કોણ કળાપ્રેમી છે તેની મ્હેરને કદી ખબર ન પડી.

મ્હેરે અશરફીઓ ગણીને પેટીમાં મૂકી. તેણે દાસીઓને પગાર વધારી આપ્યો, તેમને સૌને નવાં કપડાં અપાવ્યાં, તેણે મીર મુન્શીઓને બોલાવી કહ્યું:—

" આજથી મને મળતી માસિક રકમ ન મોકલશો. હવે હું તમારી ભિક્ષા ઉપર પેટ ભરવા નથી માગતી. "

મીર મુન્શીને આશ્ચર્ય થયું, તે વિચાર કરતો ચાલ્યો ગયો.

આગ્રાના અંતઃપૂરમાં મ્હેરને માટે બધી જગ્યાના દ્વાર ખુલ્લાં હતાં પરંતુ આજ સુધી કદી પણ તેણે તેને પોતાના આવાસની બહાર પગ મૂક્યો ન હતો. એ સારાયે મહેલમાં માત્ર બે જ વ્યક્તિઓની તરફ

સમભાવની નજરે જોતી, એક તો વૃદ્ધ મહા પુણ્ય-શાળી રાજમાતા બેગમ હમીદા બાનુ અને અંબર રાજકુમારી જહાંગીરની પત્ની જોધબાઈ.

ગ્રીષ્મઋતુ હોવાને કારણે હમીદા બાનુ લાહોર ગયાં હતા. તેથી એવડા વિશાળ ભવનમાં મહેરની હિતસ્વોની એક માત્ર જોધબાઇ હતી. જોધબાઈ આજે કેટલાયે દિવસ થયાં મહેર પાસે આવી નહોતી. મહેર તે બાબત ઉપર વિચાર કરી રહી હતી.

દાસીઓ ભોજન માટે ગઇ હતી, બપોરનો સમય હતો અને મહેર એકાગ્ર ચિત્તેથી પોતાનું કામ કરતી હતી. ત્યાં અચાનક દ્વાર ખુલ્યું અને કોઇના પગનો આછો અવાજ સંભળાયો, તે ધ્વની એટલો ધીમો હતો કે કદાચ પૂરા ધ્યાન સિવાય સાંભળો પણ ન શકાય. ધ્યાન પણ ન ખેંચાય! એ આસ્તે આસ્તે અંદર આવી અને મહેરની પાછળ ગઇ, મહેરની બન્ને આંખો પોતાના કોમળ કરથી બંધ કરી દાબી દીધી, એ વખતે મહેરના મનમાં કલ્યાણીના વિચાર ચાલતા હતા. એણે માન્યું કે આવી ગઈ, એણે પ્રેમ ભર્યા આગ્રહથી કહ્યું:—

" કલ્યાણી ! કલ્યાણી બ્હેન ! સખી ! આટલા દિવસો પછી હું તને કેમ યાદ આવી ! "

એ કલ્યાણી ન હતી. જવાબ કોણ આપે ? આંખ

દાબનારે પોતાનો અવાજ બદલીને કહ્યું–"હું કોણ છું ! જરા સાંભળો તો !" પણ એ સ્વર છુપાવ્યો છુપી શક્યો નહિ. મહેર એને જાણી ગઈ અને કહ્યું–

"આપ પધાર્યા છો ! બહુ સારૂં થયું, આટલા દિવસો કેમ દેખાયા નહિ ? આપના મહેલ સુધી આવવાનું સાહસ બનતું નથી, એકલું પણ ગમતું નથી, મારો જીવ ગભરાય છે !"

સુંદરીએ હાથ છોડી દીધા. રહસ્ય ખુલ્લું થયું, એ સામે આવીને જ ઉભી, એ પ્રચંડકાય, સુંદર કેશકલાપ મોટી મોટી નશીલી આંખો, સદા પ્રફુલ્લિત મુખ, મહેરની સામે દેખાવા લાગ્યું.

ઓષ્ટ પર આનંદ–હાસ્ય સાથે મહેરે કહ્યું:

"સલામ બેગમ સાહેબા ! મારો ક્ષુદ્ર ખંડ આજ પવિત્ર થયો એ મારૂં સૌભાગ્ય. આજે કોઈ ભાગ્યશાળીનું મોઢું જરૂર જોયું હશે. આપ દિલ્લીશ્વરના પટરાણી છો, મારા જેવી ક્ષુદ્ર દાસી પર બહુ કૃપા છે, સૌએ મારો ત્યાગ કર્યો છે, કલ્યાણી પણ મને ભૂલી ગઇ છે. માત્ર આપ જ મને ભૂલી ગયા નથી."

અમ્બર રાજકન્યા સામ્રાજ્ઞી જોધબાઇ પોતાના વખાણ સાંભળી લજ્જા ન પામી, એ પણ કલ્યાણીની સખી હતી. કલ્યાણીએ જ એને પત્ર લખ્યો હતો કે–

"મહેરજાન મારૂં જીવન છે! મારો આત્મા છે! તમે મારા પર જેટલો પ્રેમ રાખો છો એનાથી પણ અધિક પ્રેમ મહેર પર રાખશો, એને સારા માન મરતબાથી તમો સંભાળજો!" અને તેથી જ જોધબાઈ મહેરની તપાસ કરવા આવી હતી.

દિલ્લીશ્વરી થોડી ક્ષણ મૌન ધારણ કરી ઉભી રહી, ત્યાર પછી તે બોલી.

"કેમ છે સખી! તે દિવસ રાત્રીના રંગમહેલમાં મને શોધવા શા માટે આવી હતી? હું તો મારા મહેલમાં જ હતી. રંગ–મહેલ પટ્ટરાણી માટે—

"ભૂલી ગઇ હતી, આપના મહેલ સુધી જવાનું સાહસ ન થયું. કલ્યાણી પણ ન આવી, અઠવાડિયું પસાર થઇ ગયું, છતાં આપ પણ ન આવ્યા." જોધબાઇ મહેરૂન્નિસાની પાસે જ બેઠી. મખમલના નાના ટુકડાઓ ઉપર સુન્દર હીરા અને મોતીની બેનમૂન કારીગરી કરી રહી હતી. એક સુંદર કારીગરીનો નમૂનો જોધબાઈ પાસે મૂકી દીધો, અને કહ્યું

"આ મારા તરફની નાની શી ભેટ. આ દીન સ્ત્રીની ભેટ રાજ્યરાણીને લાયકની બની શકશે? શું આપ આને મારા સંભારણાં તરીકે તમારી પાસે રાખશો!"

મહારાણી જોધબાઈ આ સુન્દર કારીગરીને જોઇને મહેર પર વારી ગઈ. મહેર પોતે સુંદરતાના નમૂના-રૂપ છે તેમ એનું ભરત–ગુંથણ પણ કેટલું સુંદર છે ? એના પર એક હરણને સિંહે પકડીને ફેંકી દીધાનું ચિત્ર હતું.

બસ. આ જોઇને એનું હૃદય કરૂણાથી ભરાઇ ગયું, લજ્જીત પણ થયું. સ્ત્રી, સ્ત્રીના હૃદયને પિછાની શકે, એ તરત સમજી ગઈ. એની બે સુંદર આંખો-માંથી બે મુક્તાકણો બહાર પડયા.

મહેરૂન્નિસાએ શિર નમાવ્યું, વંદન કર્યા અને કહ્યું.

"કલ્યાણીના સમાચાર આપને કંઈ મળ્યા છે ?"

"હા, મળ્યા તો છે."

"ત્યારે ક્યારે આવશે !"

"તરતમાં જ ! બાદશાહ સલામતનો જન્મદિવસ ચાર–પાંચ દિવસ પછી છે, ત્યારે જરૂર આવશે. રાજા ગજપતિ બંગાળમાં થયેલા બળવાને શમાવવા ગયા છે. રાજા ન આવ્યા તો ઠીક, પણ રાણી તો જરૂર આવશે."

મહેરૂન્નિસાએ આ સાંભળીને જરા સ્મિત કર્યું. એણે કહ્યું.

"આશા છે કે આપ વખતે વખતે અહિં આવ્યા કરશો! આવડા મોટા મહેલમાં એક ખંડના ખૂણામાં બંદીવાનની સમાન એકલા કેમ રહી શકાય? મને મુક્ત કરો, હું ગમે ત્યાં ચાલી જઈશ."

બેગમ સાહેબા જોધબાઈએ મહેરની ગરદનની ઉપર હાથ મૂકયો અને આદરપૂર્વક કહ્યું:

"સખી તું આ શું કહે છે! હું તો આવીશ. કલ્યાણી આવશે ત્યારે એની સાથે પણ આવીશ."

આટલું કહીને જોધબાઈ વિદાય થઈ, એના તરફ જોઇને મહેરૂન્નિસા બોલી. "રાજપૂતની કુળલક્ષ્મી! મહેર તમારી દયા કદી પણ નહિ ભૂલે! તમારી મીઠી મીઠી વાતો આ અભાગિની કદી ભૂલનાર નથી. આ જીવનમાં તો શું પણ મરતાં પણ નહિ. મારૂં સૌ કોઇ ચાલ્યું ગયું છે. કરૂણામયી! કેવળ તું એક રહી ગઇ છો! ખરેખર પટરાણીને યોગ્ય જ છો."

## પ્રકરણ આઠમું

સાંજનો સમય હતો. મહારાણી જોધબાઈ પોતાના વૈભવપૂર્ણ આવાસમાં એક મખમલનાં કોચ પર બેઠી હતી. મહાકાલીની દૈત્ય સંહારિણી મૂર્તિ, કોઈ સ્થળે ગણેશની મૂર્ત્તિ, ક્યાંક કૈલાસપતિથી પરાજીત થયેલા મદન-દહન, રતિ વિલાપ, વિચારમય મહાશ્વેતા, સંગીત, વિગેરે અનેક ભાવપૂર્ણ ચિત્રોથી તે મહાલય શણગારાયેલો હતો. મહારાણી જોધબાઇ દીવાલ ઉપરના મહાશ્વેતાના ચિત્ર તરફ વારંવાર નજર નાંખતી હતી, તો વળી આકાશમાં હમણાંજ ઉગેલા એક બે તેજસ્વી તારાઓ તરફ પણ કયારેક દૃષ્ટિ ફેંકતી, વળી થોડી વાર થયા પછી પાસેજ પડેલા સુવર્ણ તાંબુલાધારમાંથી કસ્તુરી મિશ્રિત પાન ખાઈ લેતી.

સન્ધ્યા પછી બાદશાહના આગમનનો વખત થઇ ગયો હતો, આવતી કાલે તેમનો જન્મોત્સવ હતો.

સારૂંયે આગ્રા કાલે આનંદથી નાચી ઉઠશે. અત્યારે રાણી, વિલંબ થયો હતો તેથી જાણે અધીરી બની ગઈ હતી. પાસે જ પડેલી વીણા ઉપાડીને પોતાની નાજુક આંગળીઓ તેના તાર ઉપર ફેરવવા લાગી.

મધુર સ્વરો ગુંજવા લાગ્યા, પડદા ઉપર તે આંગળીઓ ષડ્જ, ગાન્ધાર, નૈષાદ, ધૈવત્ અને પંચમમાં ગતિ કરવા લાગી. રાણીએ તે સૂરો સાથે પોતાનો મધુર કંઠ મેળવ્યો તે ગાવા લાગી—

"ન કરો કોઈથી પ્યાર........(૨)
જગતમાં સૌ છે સ્વાર્થના સરદાર! ન કરો....
પ્રેમ અંધ છે, ગુણ ન જુએ ગમાર!
રૂપઘેલા બન્યા, પણ ન જાળવે વિવેકસાર. ન કરો....
સ્નેહ લગ્નને શોધે નહિ ને,
રૂપ લગ્નના યાર ન કરો....

સ્વર ધીરે ધીરે પંચમ સુધી પહોંચ્યો. વીણામાંથી અધિક મધુર સ્વરો નીકળવા લાગ્યા અને તે સંગેમરમરના મહાલયને ભરી દેવા લાગ્યા.

તે વખતે એક વ્યક્તિ પાછળથી તે સંગીત સાંભળી રહી હતી. મહારાણીને વિરક્ત ભાવથી વીણા

મૂકી દેતાં જોઈને તેણે તે ખંડમાં પ્રવેશ કર્યો. પાછળથી આવતી વ્યક્તિને મહારાણી ન જોઈ શકી, પરંતુ સામેના દર્પણમાં તેનું પ્રતિબિંબ જોઇને તે તેને ઓળખી ગઈ ને તુરત જ બેઠી થઈ ગઈ. પ્રવેશ કરનાર વ્યક્તિ દિલ્લીશ્વર પોતે જ હતા.

દિલ્લીશ્વરે પ્રેમપૂર્ણ અવાજે કહ્યું—

“હૃદયેશ્વરી ! આટલા દિવસો પછી વિરહ વેદના કેમ જગાવી ?”

મહારાણીએ હસતાં હસતાં કહ્યું—“જહાંપનાહ ! આ મારો વિરહ નથી, આ તો અન્યની વેદના છે.”

જહાંગીર શાહે હસીને કહ્યું—“તમારૂં આ હિન્દુસ્થાની ગાન મજાનું છે, મને બહુ ગમ્યું.”

આ વખતે જોધબાઈની અલકલટો સુગંધિત સમીરની લહરીઓથી આમ તેમ સ્હેજ ઉડી રહી હતી. સહસ્ર દીપકોમાંથી પડતા ઉજ્જવલ પ્રકાશ વડે તે અત્યંત સૌંદર્યવાન જણાતી હતી. જહાંગીરશાહ ધીરે ધીરે તેના વાળને સરખા કરતાં બોલ્યા—

“અત્યારે મને કેમ બોલાવ્યો ?”

“કાલે આપનો જન્મોત્સવ છે, દેશની દીન–દરિદ્ર પ્રજા પોતાની આશા પ્રમાણે દાન પામશે, અને હું

પણ હિન્દુસ્તાનની મહારાણી દિલ્લીશ્વરની પટરાણીના દરજ્જાને યોગ્ય એવી એક ભિક્ષા આપની પાસે માગવાની છું."

"કઈ ભિક્ષા? દિલ્લીશ્વરી કોની ભીખારણ છે? શું જોઈએ છે?"

"ક્ષમા!"

"કોને માટે!"

"મારી પ્યારી સખી માટે."

"તારી પ્રિય સખી કલ્યાણી! રાજા ગજપતસિંહની રાણી! તેણે શું અપરાધ કર્યો છે? વર્ષોથી તેમને જોયા પણ નથી."

"કલ્યાણી નહિ, એક બીજી સખી છે, તે મને કલ્યાણીથી પણ અધિક પ્યારી છે, આપ તેને હવે કેટલો સમય આવી સ્થિતિમાં રાખશો? આટલો શ્રમ કરીને જે ફુલને વૃક્ષ ઉપરથી મેળવ્યું તેનો અનાદર કરીને, તેને જમીન પર કેમ ફેંકી દીધું?"

જહાંગીર સમજી ગયો કે મહેરૂન્નિસાની જ વાત હતી, તે પ્રસંગ તેને યોગ્ય ન લાગ્યો.

"તો શું આ કામ માટે મને બોલાવ્યો હતો?"

"હા જહાંપનાહ! શું દાસીની ઇચ્છા પૂર્ણ નહિ થાય ?"

"થશે, પરંતુ તે દિવસે કે જે દિવસે તે છાતી ઉપર લાત મારવાની વાત ભૂલી જશે."

"કોણે કહ્યું ? શું મેહરે આવું કહ્યું છે ?"

"પ્યારી બેગમ છૂપા વેશે જાતે બરદ્વાન ગઈ હતી, તેણે જાતે આ વાત સાંભળી છે."

"તેને પોતાને આ કામ માટે જાતે તકલીફ કેમ લેવી પડી ?"

"ના, ના, તે તો પોતાના કામ માટે રાજમહેલથી ગઈ હતી, અને મને સમાચાર આપવા માટે મીર, મુન્શીઓની સાથે બરદ્વાન ગઇ હતી. મહેરુન્નિસાનું સ્વરૂપ કેવું છે તે જોવાને જાતે ગઇ હતી."

"પ્યારી બેગમ જુઠી છે, મહેરની શત્રુ છે."

"કદાચ તેમ હોય, પરંતુ છાતી ઉપર લાત મારવાની વાત તો સાચી છે, મેં તે વાત ઉપર વિશ્વાસ મૂક્યો ન હતો પરંતુ તે દિવસે જ્યારે મેં છુપાઇને વાત કરી—"

જોધબાઇએ ઉત્તેજીત સ્વરે કહ્યું.

"જહાંપનાહ! ક્ષમા કરજો. સ્ત્રી, સ્ત્રીના હૃદયને જેટલું સમજી શકે છે તેટલું બીજું કોઈ સમજી શકતું નથી. મહેર સ્વભાવથી જ માનિની છે. અભિમાનમાં એક પ્રકારની ઉપેક્ષા જરૂર હોય છે, પરંતુ તે અંતરના ઉંડાણમાંથી નથી હોતી. જે સ્થિતિમાં મહેરે નગરપ્રવેશ કર્યો તે સ્થિતિ આપે કદાચ નહિ જોઈ હોય-તેવી સ્થિતિમાં વાતચીત પણ કદાચ યોગ્ય રીતે ન થઇ હોય."

જહાંગીરશાહ કંઈક વિચારમાં પડી ગયા, તેણે કહ્યું—

"તો હવે શું કરવું જોઇએ?"

"કાલે આપનો જન્મોત્સવ છે, અમીર ઉમરાવોની સ્ત્રીઓ, કન્યાઓ, બ્હેનોથી રંગમહેલ ભર્યો હશે, ત્યારે આવડા વિશાળ મહાલયમાં મહેર એકલી જ વિષાદમય અને દુ:ખી હશે, તેને બોલાવીને તેનો સૌથી વધારે આદર કરો."

"તારાથી પણ વધારે સન્માનપૂર્વક તેને સત્કારૂં તો તેથી તને તો કાંઈ દુ:ખ નહિ થાય ને?"

"નાં જહાંપનાહ! હું તો આપની પટરાણી છું, તો તેને માટે હું અરધું સિંહાસન ખાલી કરી શકું તેમ છું."

જહાંગીરે મનમાં વિચાર કર્યો કે ખરેખર રાજપુત રમણીને યોગ્ય આ વચનો છે, પછી તે કાંઇક વિચાર કરીને બોલ્યો:—

" ગમે તે કહો પણ આ વખતે હું તમારી તે માગણી મંજુર નહિ રાખી શકું. મહારાણી, મને ક્ષમા કરો."

જોધબાઇએ ગૌરવયુક્ત સ્વરે કહ્યું.

" શું જહાંપનાહ ! આપ તો સમ્રાટ છો, આપ આટલા નિષ્ઠુર બનો તે ન શોભે. મહેર રમણીરત્ન છે, તેની સ્થિતિનો મર્મ આપના સમજવામાં નથી આવ્યો, કેટલું બધું કષ્ટ તે ઉઠાવી રહી છે? આજ એક વર્ષ થઈ ગયું. ઘૃણાથી તેણે આપના મોકલેલા અન્નનો સ્પર્શ સુદ્ધાં નથી કર્યો અને માત્ર પોતાની કળાથી જ તે પોતાનો નિર્વાહ ચલાવે છે, તેણે પોતાની દાસીઓને પોષાક આપ્યા છે, તે આપની બેગમોને પણ મળવા મુશ્કેલ છે, દિલ્હીશ્વરની પટરાણી થવાને તે યોગ્ય છે."

જહાંગીર બાદશાહને અત્યાર સુધી કોઈએ મહેરની આ દુરાવસ્થાની હકીકત કહી ન હતી. તે સાંભળીને તેમને આશ્ચર્ય થયું, તેના હૃદયમાં આજે ફરી એક વાર પહેલાંનો અનુરાગ જનમ્યો.

"શું તું તેના મહેલે જાય છે?"

"કદાચ તે પોતાના ગર્વને કારણે અહિં નથી આવતી પરંતુ હું તેને હૃદયથી ચાહું છું. તેને જોયા સિવાય હું નથી રહી શકતી."

બાદશાહ જહાંગીરે જરા નરમાશથી કહ્યું.

"કાલે હું મીર, મુન્શીઓને કહીશ કે તેને રાજરાણીના બધા અધિકારો રાખવાની મારી આજ્ઞા છે."

"મીર–મુન્શીઓનો આ દોષ નથી, મહેરે પોતે જ બધાનો ત્યાગ કર્યો છે. મેં તેને એક દિવસ પૂછ્યું હતું કે તું તારી બાંદીઓને આટલા સુખપૂર્વક રાખે છે, અને જાતે આટલો શ્રમ કેમ કરે છે?" તો મહેરે કહ્યું–"તે મારી દાસીઓ છે. તેને હું મારી ઇચ્છાનુસાર મારી સખીઓ બનાવીને રાખવા માગું છું, બાકી હું જેની બાંદી છું તે મને જેમ રાખશે તેમ હું રહીશ."

આ વાત સાંભળીને જહાંગીરના હૃદયમાં તીવ્ર આઘાત થયો. છાતી ઉપર લાત મારવાની વાત જાણે કે તે ભૂલી ગયો. મહેરનું સોળ કળાએ ખીલેલું શરદ્-ચંદ્ર સમું સૌંદર્ય તેના હૃદયના એક ખૂણામાં ફરી જાગ્રત થઈ ગયું, તેણે મનમાં જ કહ્યું. "તેનામાં આટલા ગુણ છે! હું મારા પાપનું પ્રાયશ્ચિત જરૂર કરીશ" પછી તે બોલ્યો—

"પ્રિયે! હું તારી વિનંતીનો કાલે તો સ્વીકાર નહિ કરી શકું. એ ત્રણ દિવસ બાદ વિચાર કરીને કહીશ."

"જહાંપનાહ! હૃદયેશ્વર, આ અપમાનથી તેનું હૃદય ફાટી જશે, સમસ્ત લોક જયારે આનંદમાં મગ્ન હશે ત્યારે તેને પોતાની કોઈએ ખબર પણ નથી પૂછી તેવો ખ્યાલ થતાં તે કદાચ વિષપાન કરી લેશે."

જહાંગીરના હૃદયમાં આ વાત ડંખી રહી, તે કાંઈ ઉત્તર ન આપી શકયો, તેને મહારાણી સાથે વધારે વાતો કરવી તે યોગ્ય ન લાગ્યું. ઉઠતાં ઉઠતાં તે બોલ્યો—

"કાલે પ્રાતઃકાળે આનો જવાબ આપીશ. આજે હજુ ઘણું કામ કરવાનું બાકી છે."

જહાંગીરશાહ જતા રહ્યા. જોધબાઈએ બાદશાહની સ્થિતિ જોઈને સમજી લીધું કે દવાની અસર તો બરાબર થઈ હતી.

## પ્રકરણ નવમું

આગ્રાથી થોડે દૂર આવેલા વૃક્ષઝૂંડમાં બીસ્માર હાલતમાં એક મસજીદ હતી, તેમાં સલીમશાહ નામનો એક ફકીર રહેતો હતો, લોકોની માન્યતા હતી કે સલીમશાહ સર્વજ્ઞ છે. ભૂત, પ્રેત અને તંત્રાદિક કાર્યમાં એ પ્રવીણ છે. રાત્રી–દિવસ તે ત્યાં જ પડયો રહેતો, એટલે આવા ધાઢ ઝૂંડમાં માણસો ફકીર પાસે આવતા ડરતા.

અકબર બાદશાહના દરબારમાં સલીમશાહની આવજાવ હતી અકબરના મરણ પછી કોઈએ તેને દરબારમાં આવતા જોયાનું જાણ્યું નથી. મુસલમાન ફકીર હોવા છતાં હિન્દુ જ્યોતિષનું તેનું જ્ઞાન વધારે હતું એમ લોકો માનતા.

દીવાના આછા પ્રકાશમાં આ ફકીર ખડી લઈને

એકાંત ચિત્તથી કંઈક આંકડા માંડી રહ્યો હતો. એના પાસે બેઠેલી પરમ લાવણ્યમાં રાચતી સ્ત્રી પેલા આંકડાઓ તરફ મટકું પણ માર્યા વિના જોઈ રહી હતી. દીપકના પ્રકાશનું તેજ તેના મુખ ઉપર પડતું હતું, તેથી તેના રૂપમાં ઔર વધારો માલુમ પડતો હતો, અને એમ લાગતું હતું કે દીપકનો પ્રકાશ કંઈક ઝાંખો લાગે છે.

ફકીરે આંકડા લખીને મુખ ઉંચુ કર્યું. સ્વરૂપવાન રૂપસુંદરીએ કોકિલ કંઠે કહ્યું.

"શું જોયું પ્રભુ?"

"તારૂં કામ સિદ્ધ નહિ થાય." ફકીરે કહ્યું.

"ત્યારે શું દિલ્હીનું સિંહાસન મારૂં નહિ થાય?"

"ના."

"શા માટે નહિ?"

"એક બીજી ભાગ્યવાન, સ્વરૂપવાન રમણી તારા સ્વરૂપની, તારા તકદીરની આડે છે!"

"એને હું ઉખેડીને ફેંકી દઇશ! એનો નાશ કરીશ."

"અસંભવ! તારે એ કામ કરવું પણ નહિ, નારીહત્યા એ મહાપાપ છે. બેટી! તારી શક્તિ પણ શું? જે તું ભાગ્યની લિપિને ખંડિત કરી શકે?"

"તો પણ શું થઈ ગયું પ્રભુ! મારૂં પરિણામ શું છે! મારા દિલમાં અગ્નિ પેદા થઈ છે, મને જ બાળે છે!"

"પરિણામની વાત ન પૂછ બેટી! તારા હોજાં ગગડી જશે, તારા દિલમાં વ્યાપેલો અગ્નિ તને જ બાળશે! સાંભળતાં જ તું છળી જશે! તને ડર લાગશે."

"ડરતી હોત તો આવી અંધારી મધ્યરાત્રીના આવા ઘટાટોપ જંગલમાં ન આવત! દિલ્લીશ્વરની પ્રિયતમા છું. આપે શું જોયું, સત્ય સત્ય બતાવો, કહી દો!"

"હું જોઈ રહ્યો છું-બેટી! તારો આપઘાત! વિષ લેવા જેટલી તારામાં શક્તિ નથી, તેજ છરાથી તારા પ્રાણ જશે."

રૂપરાશી દિલ્લીની પ્રિયતમા કંપી ઉઠી, એના શરીરમાં વીજળીની ચમક પેદા થઇ, જ્વાલામુખીની જેમ એના આત્મામાંથી અગ્નિ પેદા થયો, એના જ

દેહને બાળવા લાગ્યો, એ સડસડાટ બેઠી થઈ ગઈ, એણે કહ્યું.

"પગે પડું છું-મને રજા આપો."

"એકલી જઇશ બેટા ! અગીઆર વાગી ગયા છે." ફકીરે કહ્યું.

"બ્હીવાનું નથી. પાલખી પડખે જ તૈયાર છે."

"જરૂર હોય તો હું સાથે આવું."

"કાંઈ જરૂરત નથી બાબા !"

રમણી ચાલી નીકળી, એની નજર સામે ઘોર અંધકાર હતો. પાલખી ઝાડીમાં હતી. મસજીદથી થોડે દૂર ગઇ ત્યાં તો તેની પાછળથી કોઇએ તેનું વસ્ત્ર ખેંચ્યું અને કહ્યું.

"પ્યારી બેગમ !"

એ ઉભી રહી. કંપવા લાગી, એણે જોયું કે પગથી માથા સુધી કપડામાં વીંટાયેલ કોઇ વ્યક્તિએ એના કપડાને ખેંચીને એને ઉભી રાખી છે. એણે કંપતા સ્વરે કહ્યું. "તમો કોણ છો ? મારો રસ્તો શા માટે રોકયો છે ?"

"પ્યારી બેગમ! હું તમારો શત્રુ નથી, મને તમારો મિત્ર માનો, આવી ઘોર રાત્રીમાં કઈ તરફ ગઇ હતી?"

"ફકીરની પાસે! પણ, તારે તેનું શું કામ?"

"મારે કામ છે, માટે તો રોકી રાખેલ છે, સલીમશાહ ફકીર જે કામ નથી કરી શકયા, તેને હું પાર પાડીશ, તારા રસ્તાનો કંટક હું દૂર કરીશ–એને ઉખાડીને ફેંકી દઈશ."

પ્યારીને આશ્ચર્ય થયું, આવા સંજોગોમાં કોઈ દિવસ તે મૂકાયેલી ન હતી. એણે સઘળી હિંમત એકઠી કરીને કહ્યું.

"અજાણ્યા પર વિશ્વાસ કરવાનું મન થતું નથી. આ રસ્તો વાતો કરવા માટે નથી, મારી સાથે ચાલો."

"અને તમો મને પકડાવી દેશો એમને?"

"નહિ!"

"પ્યારી બેગમ! એ ન બની શકે, જુઓ, ઉપર આકાશ છે, તે ઉપર અંતર્યામી છે, એના નામ પર પ્રતિજ્ઞા કરો, કે, બન્ને એક બીજાનું બુરૂં નહિ કરીએ."

પ્યારીએ વિચારી લીધું, આ પ્રકારે પ્રતિજ્ઞા કરવામાં કોઈ જાતનો વાંધો નથી, એણે કહ્યું. "વારૂ! હવે કહો કે તમો શું ઇચ્છો છો?"

"તમને યાદ હશે પ્યારી બેગમ કે, જ્યારે તમો મહેરૂન્નિસાને જોવા માટે બરદ્વાન જવાની ઇચ્છા કરતા હતા ત્યારે તમને પેલા વૃદ્ધ સેનાપતિ રહેમતખાંએ ત્યાં પહોંચાડવાનો પ્રબંધ કરેલો."

"હા યાદ છે, તે વખતે ત્યાં રૂસ્તમ નામનો સેનાપતિ હતો, સાંભળ્યું છે કે તે હવે તો મરી ગયો છે."

"બેગમ સાહિબા! રૂસ્તમઅલી મરણ નથી પામ્યો, તે તમારી સામે જ જીવતો જાગતો ઉભો છે."

પ્યારી એ સાંભળતાં ધ્રુજી ઉઠી પેલી પુરાણી મસજીદના ભૂતની વાત યાદ આવી, એના દિલમાં બીક બેસી ગઈ, મનમાં ને મનમાં નબીસાહેબોના નામ રટવા શરૂ કરી દીધા.

રૂસ્તમે કહ્યું—"પ્યારી બેગમ! હું મર્યો નથી. જેના હૃદયમાં પ્રેમ રહે છે, તે મરણ નથી પામતો, રહેમતખાંએ મને જેલમાં નાંખ્યો હતો. હું ત્યાંથી ભાગી છૂટયો અને આ છૂપા વેશમાં ફર્યા કરૂં છું,

મરણની વાત બનાવટી છે. જેના મનમાં આશા છે, તે કેમ મરે બેગમ સાહેબા?"

"શું ઇચ્છા છે, રૂસ્તમ? હું તારા પર વિશ્વાસ મૂકું છું."

"શું ઇચ્છા છે, એમ પુછો છો? જેના માટે તડપી તડપીને બળી રહ્યો છું, શ્વાસોશ્વાસમાં જેનું નામ છે, આંખ સામે એજ મૂર્તિ છે, જેના માટે માન–મર્યાદાનો નાશ કર્યો, તેને ચાહું છું, જે તમારી શત્રુ છે."

"એ કોણ છે?"

"મહેરૂન્નિસા!"

'અરે! રૂસ્તમ તું તે પાગલ બની ગયો છે? શું બોલે છે?' પ્યારી બેગમ એનો તાત્પર્ય ન સમજી શકી. એણે કહ્યું:—

"મારા મારફત એ કેમ બને? હું શું કરી શકું?"

"તમો મારા સહાયક બનો, તમોએ કદી કોઇથી પ્રેમ નથી કર્યો, પ્રેમના પંથને તમો શું સમજો? તો તમો ધન, રત્નાદિથી પ્રેમ કરો છો, અને એટલાજ

ખાતર આવી અઘોર અંધારી રાત્રીના આવા સાહસિક કામમાં પ્રવૃત્ત થયા છો, હું તો પેલા રમણીરત્નથી પ્રેમ કરૂં છું. ધન–દોલતની મને પરવા નથી, એના માટે ગમે તેવું સાહસ ખેડવા—અને ખમવા તૈયાર છું. તમો મને ગઢની અંદર દાખલ થો, એનો મહેલ મને બતાવી દ્યો, હું તમારા માટે મારો જાન ન્યોછાવર કરવા તૈયાર છું.”

પ્યારીએ પોતાના મનમાં ને મનમાં સંકલ્પ કરી લીધો, અને એ સંકલ્પને સિદ્ધ કરવા માટે એણે આ દુરાચારી રૂસ્તમને પોતાનો સહાયક સમજી લીધો, માન્યો. આવતી કાલે સવારમાં મહેરૂન્નિસા આ સંસારમાં જનતા સમક્ષ કલંકિની સિદ્ધ થઈ, ઠરી ચૂકી, તો બસ, એના માટેનો રસ્તો સાફ છે એના માનપાન વધે એમ એને નજર સામે દેખાવા લાગ્યું. એણે વિચાર કરી કહ્યું:—

“ધારો કે હું તમને દરબારગઢની અંદર લઇ ગઇ, ત્યાર પછી તમો શું કરશો ?”

“હું એને એક વાર મળીશ. આ જુઓ, મારા હાથમાં રાખેલી ગુલાબની એક કળી એને પ્રેમોપહારમાં આપવા જઈ રહ્યો છું, એને એક વખત જોઇને ચાલ્યો આવીશ, અને પછી આ આંખો જ્યાં લઈ જશે ત્યાં ચાલ્યો જઈશ.”

પ્યારીએ કહ્યું–"મારી સાથે ચાલો, ફકીરના વેશમાં જ મારી સાથે આવશો ?"

રૂસ્તમે કહ્યું–"હા, હું સલીમશાહનો ચેલો છું, સર્વ સાધારણ રીતે આ વેશથી હું પરિચિત છું, અને કદાચ પકડાઇ ગયો તો આ વેશ મને જલદી છોડાવી શકશે."

પ્યારીએ વિચાર્યું કે–આ રસ્તો કાંઇ ખોટો તો નથી જ. ત્યાર પછી બંન્ને અંધકારમાં અદ્રશ્ય બની ગયા.

લપાતા છુપાતા બે ઓળાઓ પસાર થઇ રહ્યા હતા ત્યાં એક રસ્તા પર કેટલાક પત્થરો આડા આવ્યા. તે જગ્યાએ એક મસજીદ બનાવવામાં આવતી હતી. જાત જાતના ઘડેલા પત્થરો ત્યાં જોવામાં આવતા હતા. નાના, મોટા, અતિ મોટા એમ ઘણાં વજનદાર પણ હતા.

પ્યારી બેગમ ત્યાં ઉભી રહી અને કહ્યું.

"રૂસ્તમ ! જરા જોઉં તો ખરી કે તારા હાથમાં કેટલી તાકાત છે ?"

રૂસ્તમને આવા પ્રશ્નથી આશ્ચર્ય થયું. વાતનો

એ અર્થ માપી કે પામી શકયો નહિ, એટલે એણે કહ્યું:—

“બહુ દિવસો થયાં કામ ધંધો છોડી દીધો છે, કવાયતના મેદાનમાં પણ જતો નથી, એટલા માટે કાંઈ ખાત્રીપૂર્વક કહી શકતો નથી.”

“પેલા મોટા પત્થરને ફેરવી નાંખતો!” રૂસ્તમે તેમ કર્યું.

પ્યારી બેગમે કહ્યું–“ દૂર્ગમાં પ્રવેશ કરતા પહેલાં તારે એક પ્રતિજ્ઞા કરવી પડશે અને તે એ કે “તમારા માટે હું રસ્તો સાફ કરી દઈશ આજ રાત્રીના જ મહેરૂન્નિસાને લઇને ચાલ્યા જવું. એક રમણીનું વજન એ પત્થર કરતાં વધારે નહિ જ હોય, સમજ્યો! મને શંકા પણ નથી રહેતી કે તું તેને પ્રેમ નહિ કરતો હોય.”

“ રૂસ્તમે કહ્યું–તમારો ઉદ્દેશ હું સમજી ગયો, એને કલંકિની કરીને તમો તમારૂં મેદાન–રસ્તો સાફ કરવા ઇચ્છો છો, પરંતુ બેગમ સાહેબા! હું તો માત્ર તેને પ્રેમ કરૂં છું, મારાથી એનો સર્વનાશ નહિ બની શકે!”

ક્રોધપૂર્ણ સ્વરે પ્યારીએ કહ્યું—

"તો આંહિ જ ઉભો રહે, તું અંદર નથી આવી શકતો."

ઝાઝો વિચાર કરવાનો વખત ન હતો. ખૂબ વિચારને અંતે રૂસ્તમે શૈતાનનું પડખું ગ્રહણ કર્યું. આથી ગઢમાં દાખલ થવામાં કશી હરકત આવી નહિ.

## પ્રકરણ દસમું

આગ્રા નગરમાં રાત્રી હતી, છતાં ઘણાં ખરા ઘરોમાં, મહાલયોમાં અવાર નવાર વાતોના અવાજો આવતા હતા, રસ્તા પરના ગરીબ અને ઝુંપડામાં રહેનારા પણ જાગૃતાવસ્થા અનુભવતા હતા.

આવતી કાલની સવાર એટલે આગ્રાનો શુભ દિવસ, આગ્રાની મહેલાતોમાં ખિલખિલાટ સંભળાશે, આગ્રાના રસ્તાઓ હસી ઉઠશે, મહેલના બગીચાના પુષ્પો પોતાનો પમરાટ પ્રસરાવશે. એવી એ આવતી કાલની સવાર હતી. અંધકાર પર સ્વાર થઇને રાત્રી ચાલી જતી હતી.

મહેલના એક વિભાગમાં કેટલીક સ્ત્રીઓ અરસ-પરસ આવતી કાલના માટે કયા વસ્ત્ર પહેરવા તેની ચર્ચામાં પડી ગઈ છે, કયો પોષાક વધુ સુંદર લાગે,

ક્યા ઘરેણાથી સુન્દરતામાં ઓર વધારો થાય, કેશ-કલાપ કઇ જાતનો ગુંથાવવો, તેમાં હીરા માણેક મંડીત મુગટ ધારણ કરવો! આવા આવા અનેક પ્રશ્નો ત્યાં ચર્ચાતા હતા.

દરિદ્રી લોકોને પોતાની ઇચ્છામાં આવે તે મળશે એટલે તેઓ તો હર્ષમાં ઉન્નત બનીને નિદ્રા પણ લેતા નહોતા, એને નિદ્રા આવતી કે સ્પર્શતી પણ નહોતી.

અમલદાર વર્ગને આવતી કાલે માન—અકરામ ઇનામ મળવાના કોડ હતા. એટલે એ પણ ક્યારે પ્રાતઃકાળ થાય ને પોષાકમાં બની ઠનીને પોતાની મુરાદ બર લાવે, એમ સૌ પોતપોતાના તાનમાં મસ્ત બનેલા માનવીઓ આ રીતે રાત્રી વ્યતિત કરતા હતા.

આદર નથી, આમંત્રણ પણ નથી, આવાહન પણ નથી, અનાદરના ભાવથી, પોતાના માનના દરજ્જામાં, મહેર પોતાના મહાલયના એક ખંડમાં શૈયા પર સુતી છે. એ ખંડમાં આછા આસમાની દીપકનો પ્રકાશ છવાઈ રહ્યો હતો. નાના શા પણ વિશાળ લાગતા આ ખંડમાં એનું સુંદર શરીર ખંડને શોભાવી રહ્યું હતું.

પાપી રૂસ્તમ દ્વાર ખુલ્લું જોઇને અંદર દાખલ

થયો, જે કંઈ તેણે ત્યાં જોયું એથી એ પોતાની જાતનું ભાન ભૂલી ગયો. એક કદમ આગળ ચાલ્યો, પણ ત્યાં તો તે દસ કદમ પાછો હઠયો. જોવાથી એના નયનો તૃપ્ત થતાં નથી, આંખો સ્થિર બની ગઈ. એક મટકું પણ મારી શકતો નથી. એના પ્રાણને તૃપ્તિ થતી નથી, આટલી સુન્દરતા, જન્મભર જોવાથી પણ તૃપ્તિ જ ન જ થાય.

એના હાથમાં પેલી અધખીલી ગુલાબકળી હતી. રૂસ્તમની ઇચ્છા વાતો કરવાની થઈ પણ એના હોઠ જડાઇ ગયા, ઉઘડી જ ન શકયા. એને થયું કે કયાંક નિદ્રામાંથી ઝબકીને જાગી ઉઠશે તો? એટલે એના કોમળ અંગનો સ્પર્શ કરવાની મનોવાંચ્છના થઈ, પરંતુ એના હાથને કોઇક અજ્ઞાત શક્તિ અટકાવી રહી હતી. એના સુંદર મુખ પર ચુંબનની એક રેખા જડી દેવાની ઇચ્છા થઈ, ત્યાં તો કોણ જાણે કોણે એના કાનમાં કહી દીધું. "છટ પાપી! એવા કામથી દૂર રહે. એવું કામ ન કરતો. દેવતાને ભોગ ધરવા તૈયાર કરેલા પ્રસાદને અજીઠો ન બનાવતો."

અંતે પેલી અધખીલી ગુલાબની કળી મહેરની શૈયા પર રાખી દીધી. જીવ ભરીને, ફરી ફરીને એ સુન્દરતાની મૂર્તિને જોઈ લીધી, પ્યારી બેગમની આજ્ઞા એને યાદ આવી, પણ એ ન કરી શકયો, એને એમ કરવાની ઇચ્છા પણ ન થઈ. શરીરને

ઉપાડી જવાની વાત તો જાણે ઠીક, પણ તેનો સ્પર્શ સુદ્ધાં ન કરી શકયો. પ્યારી બેગમની વાત યાદ આવતા તે કંપી ઉઠયો.

એ બહાર આવ્યો, વધારે વખત લાગશે તો પ્રાણ જશે, વધારે વખત પ્યારી બેગમ પણ મારી રાહ નહિ જુએ, એના હૃદયમાં અગ્નિની જ્વાલાઓ જલી રહી હતી, તે ગર્ભદ્વાર પાસે આવ્યો, તેણે મનમાં કહ્યું—

“પ્યારી બેગમ! તું સર્વનો નાશ કરવાવાળી છો, તારા બતાવેલા માર્ગે હું નથી ગયો, મહેરજાન આટલી સુંદર, એટલી જ પવિત્ર, એ તને પણ પ્રેમ કરે છે, એ તારો નાશ કરવા નથી ઇચ્છતી, આ દેહના દુઃખ હું ભોગવી લઇશ, અંગારમાં જલતો રહીશ, એ કષ્ટ સહન થશે, કિન્તુ પિશાચીની પ્યારી! તારી કોઈ પણ વાત હું માનનાર નથી.”

એ બહાર આવ્યો ત્યારે એ ભાન ભૂલેલો ન હતો, પણ મસ્ત હતો, ગર્ભદ્વાર પર પ્યારી બેગમ ઉભેલ છે એમ ધારીને જ તેણે ઉપરના શબ્દો ઉચાર્યા હતા. અને પાછું કહ્યું—

“પ્યારી, બહુ વખત થઇ ગયો, ક્ષમા કરો, હું તમને સહાયતા નથી કરી શકતો.” પ્યારીને સંબો-

ધીને જે કંઇ રૂસ્તમે કહ્યું, એનો ઉત્તર એને મળ્યો નહિ. એણે અંધકારમાં પોતાનું મસ્તક ઉંચું કર્યું, જોયું તો પ્યારી બેગમ ન મળે, પ્યારી કદમાં નાની છે, ત્યારે આ દીર્ઘકાય કોણ? આ સ્ત્રી નથી, પણ પુરૂષ છે, રૂસ્તમ ભયથી ધ્રૂજવા લાગ્યો.

ગંભીર સ્વરે ગર્ભદ્વાર પર ઉભેલા પુરૂષે પ્રશ્ન કર્યો:—

"કોણ છે?"

"આપ કોણ છો?" રૂસ્તમે પ્રશ્ન કર્યો.

પેલા દીર્ઘકાય પુરૂષે જવાબ ન આપ્યો, પણ આગળ વધ્યો અને રૂસ્તમનો હાથ પકડી લીધો અને કહ્યું.

"પાપી! શૈતાન! આટલી રાત્રીના મહેરૂન્નિસાના ખંડમાં શા માટે ગયો હતો?" આ અવાજથી રૂસ્તમ પરિચિત હતો. એને આખે શરીરે પરસેવાના સ્વેદ બાઝયા, એ ધ્રૂજવા લાગ્યો, અને ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું—"જહાંપનાહ! સંસારના શહેનશાહ! મારો વધ કરી નાખો, હું મોટો પાપી છું, વિશ્વાસઘાતી છું."

આ દીર્ઘકાય અને છદ્મવેશી પુરૂષ અન્ય કોઇ ન હતું. દિલ્લીશ્વર પોતે જ હતા. આ રાત્રીના તેમણે

ખૂબ વિચારને અંતે મહેરને આમંત્રણ આપવા જવાનો વિચાર કર્યો હતો. જાતે આમંત્રણ આપવા આવતા હતા, પરંતુ મહેરૂન્નિસાની શૈયા પાસે એક પુરૂષને જોઈને, તે ત્યાંજ ગુપ્ત રીતે સ્થંભિત થઇ ગયા હતા, બધું દ્રશ્ય જાતે પોતે જોયું અને રૂસ્તમ જ્યારે બહાર આવવા નીકળ્યો ત્યારે બાદશાહ ગર્ભદ્વાર રોકીને ઉભા. આ દ્વાર સિવાય બહાર જવાનો અન્ય રસ્તો પણ ન હતો.

જહાંગીરે ગંભીર સ્વરથી કહ્યું "રૂસ્તમ! તું પાપી છો, શૈતાન કરતા પણ વધારે અધમ છો, જે મહેલમાં એક મક્ષિકાને આવવાનો માર્ગ નથી મળતો, ત્યાં તું કોની સહાયતાથી દાખલ થઈ શકયો, પ્યારી બેગમનું નામ તેં કેમ લીધું હતું?"

રૂસ્તમ કશોય જવાબ ન આપી શકયો. ધ્રૂજવા લાગ્યો. બાદશાહે એનો હાથ છોડી દીધો, "રૂસ્તમ! તારા પિતાની આબરૂ અને ગુણથી પ્રેરાઇને તારી નાની ઉમરમાં મેં તને મોટું પદ આપ્યું હતું, તે પદની સાથે તેં અણછાજતી રમત રમી ગુમાવ્યું, જેને જોવા માટે મારામાં પણ સાહસ ન આવ્યું, એ મહેરૂન્નિસાના ખંડમાં જઇને તેં એ ખંડને અપવિત્ર બનાવ્યો. તારાથી કલંકિત બન્યો. એ મહેરનો પવિત્ર દેહ તારા અપવિત્ર હાથના સ્પર્શથી—"

વાતને રોકતાં રૂસ્તમે ઉત્તેજીત કંઠથી કહ્યું.

"નામવર બાદશાહ! મારી વાત પર વિશ્વાસ કરો. મહેરના પવિત્ર દેહનો સ્પર્શ કરવો એ મારા જેવા કુત્તાને માટે અસંભવિત છે, પરંતુ શું આંખે જોવામાં પણ પાપ છે?"

"તને મહેલમાં કોણે આવવા દીધો!"

રૂસ્તમ ઘૂંટણીએ પડયો, અશ્રુપૂર્ણ નેત્રે અને ગળગળા સાદે કહ્યું. "જહાંપનાહ! જે દંડ હોય તે આપ મને આપો, પણ એ વાત બહાર આવવાની નથી. તમારી કમરે લટકતી તલવારથી મારા બે ટૂકડા કરી નાખો."

"તારા માટે મૃત્યુદંડ એ સાવ નાનો દંડ છે. હું તો તને જીવતા જીવત શિકારી કુતરાઓ પાસે તારી ચામડી ચૂંથાવીશ."

રૂસ્તમે ધીરા સાદે કહ્યું—"એ પણ હું સહન કરી શકીશ, પરંતુ વિશ્વાસઘાતક નહિ બનું. એક વાર એને વચન આપી ચૂક્યો છું કે તારી વાત બહાર નહિ આવે."

જહાંગીર બાદશાહે બૂમ પાડી. "કોઇ છે કે?"

બે ભીમકાય પહેરેગીરોએ આવી સલામ ભરી. બાદશાહે હૂકમ કર્યો—"આ હતભાગીને જંજીરથી બાંધીને મજબૂત કારાગારમાં રાખો."

રૂસ્તમે રોતા રોતા કહ્યું–"પ્રભુ! આનંદથી આપનો દંડ શિરસાવંદ્ય છે. મોત તો મારા મસ્તક પર નાચી રહ્યું છે. જુઠું નહિ બોલું. ઉંચે આકાશમાં, આપણાં શિર ઉપર સમ્રાટના પણ સમ્રાટ સર્વ જોઈ રહ્યા છે. મહેરૂન્નિસા નિષ્કલંકિની છે, એના એ સાચા સાક્ષી છે."

રૂસ્તમને કેદખાનામાં પૂરવામાં આવ્યો. બાદશાહે મહેરના ખંડમાં પ્રવેશ ન કર્યો. અર્થાત્ ત્યાં ગયા નહિ.

## પ્રકરણ અગીઆરમું

સંસારમાં એવા કેટલાયે મનુષ્યો છે કે સુખ અને દુઃખમાં પિસાયા જ કરે છે, જેને સુખની સગવડો મળે છે તે તો એમ જ માને છે કે સદાકાળ આ સુખ રહેવાનું છે, દુઃખ શું છે? કારણ કે એ તો એમ જ ધારી–માની બેઠા હોય છે કે દુઃખ આવનાર નથી, તેવી જ રીતે કેટલાક જનમભરના દુઃખી હોય છે, સુખની શીળી છાંય પણ જેણે જોઇ નથી, સુખ સ્વપ્નમાં પણ જોયું નથી; તેને સુખનો ખ્યાલ–વિચાર પણ આવતો નથી. તેમની માન્યતા તો એવી ઘર કરીને ભરાઈ બેઠી હોય છે કે સુખ, જીવનમાં આવનાર નથી.

પરંતુ આમાં ભૂલ છે. આવતી કાલે દુઃખી સુખી બને, સુખી દુઃખી બને એ સ્વાભાવિક છે. દિવસ ફરતા વાર ન લાગે!

પ્રભાત ઉગ્યું. હસતું પ્રભાત ખિલખિલાટ કરતું ઉગ્યે જતું હતું. સારાયે આગ્રામાં આનંદ આનંદ હતો. રસ્તાઓ પર ધ્વજા પતાકાઓ, ઝાડ–પાન અને ફૂલોની વેલો બાંધવામાં આવી હતી. જ્યાં જુઓ ત્યાં આનંદ! આનંદ!

માત્ર બેજ વ્યક્તિઓ એવી હતી કે આ આનંદ ભોગવી શકતી ન હતી.

એક દિલ્હીશ્વર પોતે અને બીજી પરિત્યક્તા, નિરાશ થયેલી, અભાગિની મહેરૂન્નિસા.

એક પહોર રાત્રી પસાર થઈ ચૂકી હતી. મહેર પોતાના ખંડમાં બેસીને એક ધ્યાને વિચારમગ્ન બની બેઠી હતી, અને મનમાં ને મનમાં વિચાર કરતી હતી કે "આટલા દિવસો તો દુઃખમાં ગાળ્યા, એ તો પસાર પણ થઇ ગયા, આજના આનંદના દિવસો એ સૌને સુખી બનાવશે, મેં એનું શું બગાડયું છે કે આમ બંદીવાનની જેમ રાખે છે? આમ દિવસો કાઢવા હવે મારા માટે દુઃખકર છે! કલ્યાણી! મારી

પ્રિય સખી કલ્યાણી પણ એક વખત ન આવી. એ એ પણ દુર્ભાગ્ય."

જે જીવન નાશવંત છે, એને જીવંત રાખવાનો મોહ શા માટે રાખવો! આ જીવન શરીરમાં જ્વાલાઓ સળગતી રહેવા દેવી. એને બુઝાવવી શા માટે? આશા! વિશ્વાસ! પ્રેમ, સૌભાગ્ય! એ સર્વ ચાલી નીકળ્યા છે. આ જીવનદીપ આજે જ બુઝાશે, ઓલવાશે કલ્યાણીએ તો કહ્યું હતું કે 'જો અપમાન જેવું લાગે તો જીવન સમર્પણ કરવું.'

મહેરે વ્યાકુળ ભાવથી ઉપર જોયું. છતમાં નકશી હતી, બેનમૂન નકશી હતી. એક યુવાન સ્ત્રી કટોરો મોઢે માંડી રહી હતી, એ ચિત્ર તરફ એકીટસે જોઈ રહી, થોડી પળો એ ચિત્ર પર નજર ચોંટાડી. નજરને નીચી કરી સામે પડેલા મેજ પર જોતાં, એના મુખ પર શોકની ઘેરી છાયા પથરાઈ ગઈ હતી, આંખમાં અશ્રુ ભર્યાં હતા, હૃદયમાંથી મર્મભેદી નિશ્વાસો ઉપર નિશ્વાસો નીકળતા હતા જીવનમાં દુઃખ જ નજરે પડતું હતું, નિરાશા હતી, એની નજરમાં વિષનો પ્યાલો દેખાવા લાગ્યો. આજનો દિવસ એના માટે અનુકૂળ હતો. એણે દાસીઓને આનંદ કરવા માટે રજા આપી દીધી હતી. આવો સુમેળ ક્યારે મળે? આજે જ મરું! હે જગદીશ્વર! હે

દયામય! તમો સાક્ષી છો, આ અવિશ્રાન્ત દુઃખ હવે સહન નથી થતું. આવા દોહ્યલા દિવસો પસાર નથી થતા, દુનિયાના બાદશાહ! અસીમ ક્ષમાવાન દિલ્લીશ્વર! તમારી કરૂણાને પણ ધન્ય છે! તમારા પ્રેમને પણ ધન્ય છે! તમારા મનુષ્યત્વને પણ ધન્ય છે!

સામે જ વિષ પાત્ર પડયું છે. હોઠોને અડશે એટલે શરીરમાં સળગતી સર્વ જ્વાલાઓ બંધ પડી જશે. આ પ્રલોભન એ ન રોકી શકી. એણે ધીરે ધીરે વિષ પાત્ર ઉપાડયું, હોઠ પાસે લાવી, એ તીવ્ર વિષકણોએ એની જીભને સ્પર્શ કર્યો, ક્ષણ માત્રમાં એને ચક્કર આવ્યા, એ વખતે કોઇ અજાણી વ્યક્તિએ ખંડમાં દાખલ થઈ અને મહેરના હાથમાંનું વિષ-પાત્ર ફેંકી દીધું.

મહેર સાવધ હતી. એણે જોયું તો પોતાની પ્યારી સખી કલ્યાણી જ હાજર છે. કલ્યાણી મહેરને ગળે બાઝી પડી અને રોતાં રોતાં બોલી:–"પ્રિય સખી! આ રીતે સર્વનાશ કરવાનો વિચાર શા માટે કર્યો? હાય! હું અભાગિની છું! જરા વહેલી આવી હોત તો....?

મહેરે કહ્યું–"બહેન! આટલા દિવસની મારી સાધના ફળી, ધાર્યું થશે, તારા ખોળામાં જ મારૂં મૃત્યુ! કેટલો સંતોષ–અને આનંદ! એ આનંદમાં

હું મસ્ત છું. તારા આવવાની વાત સાંભળી હતી કે કાલે આવશે! જરા વ્હેલી આવી હોત તો!"

કલ્યાણીએ કહ્યું–"દૈવવશાત્ વખતસર ન આવી શકી! રાજા બીમાર છે. હવે તારો શું ઉપાય કરૂં? હકીમ બોલાવું?"

મહેરના કરમાયલા અને નિરાશ બનેલા ચહેરા પર હસવું આવ્યું, એ હસવું પણ રડી ઉઠયું, અને કહ્યું—

"જાણતી નથી! કેટલું ઝેર પીધું છે! બહુ દર્દ થાય છે, હકીમ હવે શું કરે?"

કલ્યાણીએ પોતાની દાસીને મહારાણી જોધબાઈ પાસે મોકલી, દાસીએ વાત સમજાવ્યા પ્રમાણે કહી, દિલ્લીશ્વરીને ખબર થતાં જ તે એક વૃદ્ધ હકીમને લઇને આવી પહોંચી.

હકીમે મહેરના શરીરને સારી રીતે તપાસ્યું– તપાસીને કહ્યું–"કંઇ બીક જેવું નથી, હોજરીમાં ઝાઝું ઝેર ગયું નથી. દવા આપું છું, તબિયત સુધરી જશે."

કલ્યાણીએ મહેરને પોતાના ખોળામાં બેસાડી.

સ્વયં મહારાણીએ ઔષધિ તૈયાર કરી, ઔષધિ આપવામાં આવી, થોડો વખત થતા તેનામાં ચેતન દેખાવા લાગ્યું. સ્વસ્થ જણાઈ એટલે મહારાણી અને કલ્યાણીએ મહેરને આરામ લેવા માટે શૈયા પર સુવરાવી દીધી.

મહેરને નિદ્રા લેતી જોઇને મહારાણીએ કહ્યું. "હું જાઉં છું પછી આવીશ. વચ્ચે વચ્ચે સમાચાર મોકલાવ્યા કરજો."

* * *

રાત્રીનો બીજો પહોર થયો. મહેર સ્વસ્થ, સંપૂર્ણ સ્વસ્થ થઇ, એનામાં ચેતન દેખાવા લાગ્યું. એણે આંખો ઉઘાડી, આ જોઇને દેવી કલ્યાણી પોતાનું હસવું ન રોકી શકી. એણે પોતાનું મોઢું, મહેરના કાન સુધી લાવી કહ્યું:

"મહેર! કહે કેમ છે?"

"કંઈક ઠીક છે, પણ તેં મને બચાવી કેમ? મરી જાત એ સારૂં હતું."

"છી! છી! એ વાત હવે ફરીથી ન કરતી. મરી જવું એ કાંઈ આશ્ચર્યની વાત તો નથી. હું એક ક્ષણ પણ મોડી આવી હોત તો આજે તું ન હોત. તું સ્વસ્થ થા, સંપૂર્ણ સ્વસ્થ થા! પછી આ પાપમયી નગરીનો ત્યાગ કરી દેશું! હવે સુઇ જા!"

મહેરે આંખો મીંચી દીધી. કલ્યાણીએ પંખો નાખવા માંડયો.

મહેર નિદ્રામાં વધારે ને વધારે પડવા લાગી. કલ્યાણી બહાર આવી અને પરસાળમાં ટહેલવા લાગી. થોડી વાર ફરી હશે ત્યાં તેને કોઇનો પગરવ સંભળાયો. એક પુરૂષ હતો. આવનાર પુરૂષે, પરસાળમાં ફરનાર સ્ત્રી તરફ જોયું, ત્યાં તો તે સ્ત્રી દ્વારના આડે આવીને ઉભી રહી, કલ્યાણીએ આવનાર પુરૂષમૂર્તિને પિછાની લીધી પણ એક શબ્દનો ઉચ્ચાર સરખો પણ ન કર્યો.

આવનાર પુરૂષ દ્વારની નજદીક આવ્યો, અને કહ્યું:—

"તમો કોણ છો? દરવાજામાંથી હટી જાવ! રસ્તો કરો."

કલ્યાણી કઠોર હાસ્ય સાથે બોલી.

"મને ન ઓળખી શકયા, જહાંપનાહ ?"

જહાંગીર સમજી ગયો. આશ્ચર્ય સાથે તેણે કહ્યું.

"કલ્યાણી ! દેવી કલ્યાણી ! કયારે આવ્યા ? અને તમે આંહિ કયાંથી ?

"જેનું દુનિયામાં કોઈ નથી, એના માટે વિધાતાએ મને અહીં મોકલી—આપ શું ઇચ્છો છો ?"

"કલ્યાણી ! સાંભળ્યું છે કે મહેરે વિષપાન કર્યું છે ! શું એ સાચું છે ?"

"બિલકુલ સાચું છે. પણ બધું ઠીક થઈ ગયું છે. હવે આપની કીર્તિમાં ઓર વધારો થશે—વધારો થઈ ગયો છે."

બાદશાહની આંખમાં આંસુ આવી ગયાં. તેને લૂછતાં લૂછતાં કહ્યું: "કલ્યાણી ! હવે એ ડામ દેવા છોડી દો. એ વાતને બંધ કરો."

"આ દાસી દિલ્હીશ્વરને વાતોથી નથી બનાવી શકતી." કલ્યાણીએ કહ્યું.

"તો રસ્તો છોડી દો. એક વાર એને જોવાની ઈચ્છા છે. આટલા દિવસોમાં મેં એને જોઈ પણ નથી. આજ જોઈશ! મારા પાપનું પ્રાયશ્ચિત બની શકશે તો કરીશ. એનું સુંદર મુખ જોઇને આજન્મ મર્મભેદી જ્વાલામાં બળ્યા કરીશ."

અપરાધીના મુખ જેવું પડેલું મુખ લઇને દિલ્હીશ્વરે ખંડમાં પ્રવેશ કર્યો. એનું હૃદય કંપતું હતું. દિલમાં શું ને શું થવા લાગ્યું. એણે મનમાં ને મનમાં કહ્યું.

"મહેર! પ્રિયતમે! મને ક્ષમા કરો. આજ ચોરની પેઠે તારી પાસે આવ્યો છું. એકવાર આંખ ઉઘાડીને તો જો!"

મહેરે આંખો ઉઘાડી, એના હૃદયમાં પ્રવેશ કરી ચૂકી, જેમ લુગડાં પર કાતર ચાલી જાય તેમ. આજે ચાર આંખો ભેગી થઈ, મહેરૂન્નિસાએ શૈયામાં ઉઠવાનો પ્રયત્ન કર્યો, બાદશાહે મહેરની નજદીક બેસીને કહ્યું.

"મહેર, કેમ છે?"

મહેરે કંઈ ઉત્તર ન આપ્યો. એ વિષના ઘેનથી ઘેરાયલાં ચક્ષુમાંથી અશ્રુપ્રવાહ વ્હેવા લાગ્યો. બાદશાહે કહ્યું. "હું અપરાધી છું! ક્ષમાની ભિક્ષા માગું છું. ક્ષમા કરશોને?"

મહેર આ વખતે ઉઠીને બેઠી થઇ. બહુ જ કષ્ટ સાથે તેણે કહ્યું. "જહાંપનાહ!"

દિલમાં રહેતા શબ્દો ઓષ્ટ દ્વારા બહાર જ આવ્યા. અહીં કોઈ હાજર ન હતું, છતાં આટલી લજ્જા! આટલી શરમ! જાણે કોઇએ મોઢાને બંધ કરીને પકડી કેમ ન રાખ્યું હોય! બાદશાહે ગાલે ચુંટી ભરીને કહ્યું.

"હૃદયેશ્વરી!" બાદશાહ આગળ બોલ્યા.

"હૃદયેશ્વરી! હું બાદશાહ હોવા છતાં યે મનુષ્ય તો છુંજ ને? એ ભ્રમવાળો મનુષ્ય! જે પ્યારી બેગમના કારણે આ બનાવ બન્યો, એ પાપિષ્ટ ને બંદીવાન બનાવી છે. આજથી તું દિલ્લીશ્વરી છો! પણ કહે! તું મને ક્ષમા કરીશ ને?"

" મહેરૂન્નિસાએ વિનયપૂર્વક કહ્યું." જહાંપનાહ! દાસી તો અત્યંત ક્ષુદ્ર છે! નાચીઝ છે! આપના જેવા મહાનને ક્ષમા આપવાની મારી તાકાત પણ શું? આપે આપનો દોષ સ્વમુખે કબુલી લીધો એ આપની ઉદારતા શું ઓછી છે? મારા ભાગ્યના દોષથી જે કાંઇ બન્યું, તે સહજમાં ભૂલી શકાય છે."

જહાંગીરે મહેરૂન્નિસાને દ્રઢ આલિંગન કર્યું. બન્ને એક સાથે હસી પડયા. કલ્યાણી અને મહારાણી જોધબાઈ એજ ખંડમાં રહીને પડદાની આડમાંથી આ દ્રશ્ય જોઈ રહ્યા હતા. મહારાણી જોધબાઈ હસતી હસતી બહાર આવીને જહાંગીર બાદશાહની નજદીક ઉભી રહી. અને મહેર તરફ જોઇને કહ્યું :—

"પ્રિય સખી મહેર! તારા માટે મેં સિંહાસન છોડી દીધું છે. હવે તું સુખી થા."

મહેરૂન્નિસા મહારાણીના પગે પડી....મહારાણીએ તેને રોકી લીધી "બ્હેન આ શું?"

મહેરૂન્નિસાની આંખમાં હર્ષના આંસુ આવી ગયા. "દેવી! મારા બેસવાથી સિંહાસન કલંકિત થશે! તમો પટરાણી છો, અને આપને માટે જ એ યોગ્ય છે."

આ રાત્રી આ રીતે આનંદમાં પસાર થઈ. બીજા દિવસે પ્રાતઃકાલે બાદશાહે જાહેર ઢંઢેરો પીટાવ્યો કે "આજથી મહેરૂન્નિસા "નૂરજહાં" નામથી દિલ્લીશ્વરી ગણાશે."

નૂરજહાં બેગમની ઉદારતાથી રૂસ્તમઅલી કેદમાંથી છુટયો, અને પૂનઃ પોતાના પદ પર નીમાયો. અને સર્વનાશિની પ્યારી બેગમ! એણે કારાગારમાં પોતા પાસેની કટારથી સમસ્ત જ્વાલાને એના લોહીથી બુઝાવી નાખી.

# ભેટ આપવા યોગ્ય પુસ્તકો

| | રૂ. આ. |
|---|---|
| સંસ્કાર લક્ષ્મી | ૬-૧૨-૦ |
| ઘરની રાણી | ૬-૧૨-૦ |
| ગૃહિણી મિત્ર | ૫-૦-૦ |
| હસ્ત મેળાપ | ૪-૦-૦ |
| શરદ-વંદના | ૨-૮-૦ |
| કુલવતી | ૨-૮-૦ |
| વિસમી સદીનું પાક શાસ્ત્ર | ૨-૮-૦ |
| જવાહર-કમળા | ૩-૦-૦ |
| વિક્રમની વાતો | ૪-૮-૦ |
| જનક દુલારી | ૨-૦-૦ |
| દક્ષકન્યા | ૨-૦-૦ |
| પરાક્રમી ભિષ્મપિતા | ૨-૦-૦ |
| બુદ્ધિવિલાસ | ૫-૦-૦ |
| મીરાં પ્રેમદીવાની | ૬-૪-૦ |
| બુદ્ધિધન બિરબલ | ૬-૧૨-૦ |

